# જૂનાગઢની લોકક્રાન્તિ

[ સચિત્ર ]



લેખક

રતુભાઈ કોઠારી



પ્રકાશક

વોરા એન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ

૩, રાઉન્ડ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ,

મુંબઈ ૨.

પ્રથમ આવૃત્તિ, એપ્રીલ ૧૯૪૮

[ સર્વ હક્ક લેખકને સ્વાધીન ]




અન્ય પ્રાપ્તિસ્થાન

**જય હિંદ બુક ડીપો**, સી. પી. ટેંક, મુંબઇ.

**ભારતી સાહિત્ય સંઘ લિ.**, ફર્નાન્ડીઝ પુલ, અમદાવાદ.

**આઝાદ ભંડાર**, ભાવનગર [બી. એસ. રેલ્વે]

**એલ. કે. મેઘાણી**, ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા.



**કીંમત ત્રણ રૂપિયા**

મુદ્રક :—બી. એમ. નાર્વેકર, વિકટરી પ્રિન્ટીંગ પ્રેસ. જ્યોતિ સ્ટુડીઓ કમ્પાઉન્ડ, કેનેડી બ્રીજ, મુંબાઈ ૭.

એમ. કે. વોરાએ, વોરા એન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ વતી ૩, રાઉન્ડ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઇથી પ્રસિધ્ધ કર્યું.

# આ પુસ્તકની વાત

આજે ન ધાર્યું હોય એટલી ઝડપથી સૌરાષ્ટ્રનો નકશો પલટાઇ રહ્યો છે. એક જ અઠવાડિયા પહેલાંના બનાવો આપણને જૂના લાગે એટલાં વેગથી ફેરફારો થઇ રહ્યા છે. તાલુકદારો પોતાનો પ્રદેશ આપી દે, રાજાઓ રાજ સોંપી દે અને ગઇ કાલના કેદીઓ તંત્ર સંભાળી પોલીસની સલામીઓ ઝીલે, એ બધું જાણે કે આંખના એક પલકારા જેટલા સમયમાં કાઠિયાવાડમાં બની ગયું.

એક દસકા પછી નૂતન સૌરાષ્ટ્રનું કોઇ બાળક કદાચ આલમની અજાયબીઓના એકાદ પુસ્તક સંગ્રહમાં વાંચશે કે:—

"આજના મહાગૂજરાતનો એક વિભાગ સૌરાષ્ટ્ર જેને અગાઉ કાઠિયાવાડ પ્રાંતને નામે લોકો ઓળખતા, તેમાં ૧૩ પૂરી સત્તા ધરાવનાર સલામી રાજ્યો હતાં. ૧૦૭ મર્યાદિત હકૂમતવાળા નાનાં રજવાડાં હતાં. અને ૩૨૯ વિભાગો જુદાજુદા તાલુકદારોના હાથમાં હતા. એ રીતે સૌરાષ્ટ્રને કુલ્લે ૪૪૯ તો સિમાડા હતા. તે સિમાડા પણ વિવિધ સરહદોમાં વહેંચાયેલા હોવાથી કાઠિયાવાડનો નકશો ૮૬૦ વિભાગમાં ખંડિત થયેલો હતો!"

આજે જ્યારે સૌરાષ્ટ્રના એક એકમ પછી મહાગૂજરાત રચવાની તૈયારીઓ ચાલી રહી છે ત્યારે જૂનાગઢની લોકક્રાન્તિને, આરઝી હકૂમતની પ્રવૃત્તિને અને લોકસેનાના કાર્યને યાદ કરવાની જરૂર ખરી? પુસ્તક પ્રગટ કરવાની સાથે જ આવો સવાલ મારી સામે આવ્યો.

એ ન ભૂલાવું જોઇએ કે આજના નૂતન સૌરાષ્ટ્રના સર્જનમાં જૂનાગઢની લડતનો ઘણો મોટો ફાળો છે. જૂનાગઢની લડત પૂરી થયાને હવે પાંચ ૭ મહિના થઇ ગયા અને એ વખતનું જે વાતાવરણ હતું તે આજે નથી માટે આ આખીય કથા બીનમહત્વની કે ભૂલી જવા જેવી છે એમ જો કોઇ કહેતું હોય તો એમને ઇતિહાસના એક ઉજ્વલ તબક્કાને ઓળખવાની કે સૌરાષ્ટ્રના પરિબળોને સમજવાની ઇચ્છા કરતા ગરમાગરમ મામલા પૂરતો જ રસ છે એમ મારે નમ્રતા સાથે કહેવું જોઇએ.

કાઠિયાવાડ ઉપર પાકિસ્તાનના ઓળા ઉતર્યા ત્યારે સૌરાષ્ટ્રના સાંસ્કૃતિક જીવનનો ઉદય યા અસ્ત થાય એવી કટોકટી ઉભી થઇ હતી. એ વખતના સંપૂર્ણ ભયજનક વાતાવરણમાં જેમણે 'યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે' એ સૂત્રને જીવનમાં ઉતારી બળતી આગમાં ઝંપલાવ્યું એમને બિરદાવવાની કોઇ લેખકને વૃત્તિ થઇ આવે તો એ બીલકુલ સહજ છે.

અહીં એક સ્પષ્ટતા કરવી જરૂરી છે કે આ પુસ્તક ઇતિહાસ નથી તેમજ આરઝી હકૂમત કે બીજી કોઇ પ્રવૃત્તિઓનો સત્તાવાર અહેવાલ પણ નથી. એક પત્રકારની દષ્ટિએ કલમ અને કેમેરા સાથે હું આ પ્રદેશમાં ફરેલો તેને પરિણામે આ પુસ્તક લખાયું છે. એટલે એક પત્રકારે ચોક્કસ દષ્ટિથી કરેલું આ નિરીક્ષણ છે. ત્યારના વાતાવરણને વફાદારીપૂર્વક ઝીલવા મેં યત્ન કર્યો છે. આ સિવાય જૂનાગઢની લોકક્રાન્તિ તેમજ આરઝી હકૂમતની પ્રવૃત્તિમાં ઘણા સેવકો અને શ્રીમંતોએ મદદ કરેલી. એનો સંપૂર્ણ અહેવાલ આ પુસ્તકની મર્યાદા બહાર હતો. એ બધી પ્રવૃત્તિને તો આરઝી હકૂમતનું કે જૂનાગઢની લડાઇના ઇતિહાસનું સત્તાવાર પ્રકાશન ન્યાય આપી શકે.

મારી આ સામગ્રીમાં રતુભાઈ અદાણી, ગોકુળભાઇ ગગલાણી, વીરચંદભાઇ શેઠ અને શ્રી. સનતકુમાર જેવા મિત્રોએ માગ્યો તેટલો સહકાર આપ્યો છે. મારા પુસ્તકમાં ખૂટતા નકશા તેમજ બ્લોક આપવા બદલ 'જન્મભૂમિ' અને મોહનભાઇ 'સોપાન'નો આભાર માનું છું.

મારી લેખન પ્રવૃત્તિમાં તેમજ જૂનાગઢની લડતમાં ખૂબ રસ લઇ રહેલા મારા સ્નેહી શ્રી. નાથાભાઇ પારેખ લેબલવાળાની લાગણીથી આ પુસ્તકનું પ્રકાશન સરળ બની શકયું. એમના સહકાર વગર આટલી બધી સામગ્રી કદાચ ન આપી શકાત.

જૂનાગઢનું પ્રકરણ હજી થાળે પડયું ન કહી શકાય. આંતરરાષ્ટ્રીય મુત્સદ્દીઓએ જૂનાગઢની ચર્ચા કરી આ વિષયને વિશ્વવ્યાપી બનાવ્યો છે. રાજસ્થાનોના ઇતિહાસમાં જૂનાગઢની સફળ લોકક્રાન્તિ યાદગાર રહેવાની. નવાબને નાસી જવું પડયું અને જૂનાગઢ વતી મેજર હાર્વે જોન્સે સૌથી પહેલાં આરઝી હકૂમતને શરણે આવવા તૈયારી બતાવી એ હકીકત લોકક્રાન્તિના વિજયના એક કળશ સમાન છે. એનું ગૌરવ સોરઠી પ્રજાને ઘટે છે.

સોરઠની શૂરવીર પ્રજાની આ ગૌરવ ગાથા રજૂ કરવાની સાથેજ સૌરાષ્ટ્ર સરકારને અને એમની મારફત વડી સરકારને સવિનય કહેવાનું મન થાય છે કે હવે નેપાળ ઉપરથી નજર ખસેડી લશ્કરી ભરતી માટે આ મેર, રજપૂત, કાઠી, આહિર, રબારી, વગેરે કોમોને યાદ કરો. અને એમના પરાક્રમને યોગ્ય માર્ગ આપવા સૌરાષ્ટ્રમાં એકાદ લશ્કરી તાલીમ કેન્દ્ર શરૂ કરાવો.

મારા પુસ્તકને વાંચકો અપનાવશે તો મારો શ્રમ એળે નથી ગયો એમ માનીશ.

ગુલાબ મેન્શન, કીંગ્સ સર્કલ,
માટુંગા, G. I. P. મુંબઈ ૧૯.

રતુભાઈ કોઠારી

# સોનાની થાળીમાં લોઢાની મેખ

**ફ્રાંસની ક્રાન્તિ** માટે બેસ્ટીલનું પતન જેમ ફ્રાંસ અને યુરોપના ઇતિહાસમાં મશહૂર છે એમ કાઠિયાવાડના ક્રાન્તિ માટે જૂનાગઢના શરણાગતિ સમસ્ત રાજસ્થાનોના અને હિંદની તવારીખમાં અમર રહેશે. ૧૯૪૭ના નવેંબરની ૯મી તારીખે જૂનાગઢે હિંદી સંઘનું શરણુ સ્વીકાર્યું. એ દિવસ સદાને માટે કાઠિયાવાડના બદલતાં ઇતિહાસના સિમાચિન્હ તરીકે યાદગાર ગણાવો જોઇએ.

૨૩.૦૦૦ ચોરસ માઇલમાં પથરાયેલો ૪૦ લાખની વસ્તીવાળો કાઠિયાવાડ વર્ષોથી ૨૦૨ જેટલાં નાનાં મોટાં રજવાડાંની ગુલામી સહન કરતો આવ્યો છે. આપખુદ અને એકહથ્થુ રાજતંત્રના સર્વ અનિષ્ટો કાઠિયાવાડમાં મોજુદ છે. ૧૯૪૭ના ઓગસ્ટની ૧૫મી તારીખે સમસ્ત હિંદ જ્યારે બંધનમુકત થઇ આઝાદી ઉજવી રહયું હતું ત્યારે કાઠિયાવાડ લમણે હાથ દઇને બેઠું હતું. વધારામાં જૂનાગઢ રાજ્યે પાકિસ્તાનમાં જોડાવાની તૈયારીઓ કરી હોવાથી સમસ્ત કાઠિયાવાડની પ્રજામાં વ્યગ્રતા અને ચિંતા વ્યાપી હતી.

જૂનાગઢે પાકિસ્તાનમાં જવાનો નિર્ણય કર્યો હોવાથી કાઠિયાવાડની સોનાની થાળીમાં લોઢાની મેખ કોઇ પરાણે ઠોકી બેસાડતું હોય એવી લાગણી કાર્યકરોમાં, જુવાનોમાં અને પ્રજામાં ઉદ્ભવી. કાઠિયાવાડ દ્વિપકલ્પની અહોનિશ પ્રગતિ ઇચ્છનાર પ્રત્યેક કાઠિયાવાડીના આશા, ઉમંગ અને સ્વપ્ન પર પ્રહાર પડયો. સંગઠીત અને કિલ્લોલતું કાઠિયાવાડ માગનારા સૌ જૂનાગઢ રાજ્યના પગલાંથી બેચેન બન્યા.

સૌથી વિશેષ આશ્ચર્યની વાત તો એ હતી કે જૂનાગઢને અને પાકિસ્તાનને કોઇ પણ પ્રકારનો મેળ ન હોવા છતાં એના નવાબ માત્ર મુસ્લિમ કોમના છે એ એક ગણત્રી ઉપર જ જૂનાગઢને પાકિસ્તાનના ખાડામાં ધક્કો મારીને નાખવાના પ્રયાસો થતા હતા. જૂનાગઢ રાજ્યની વસ્તી ૭ લાખની; એમાં હિંદુઓની સંખ્યા ૮૨ ટકા કરતાં પણ વિશેષ: ત્રણ બાજુથી હિન્દી સંઘમાં જોડાયેલા રાજ્યોથી ઘેરાયેલું; પાકિસ્તાનથી ૫૦૦ માઇલ છેટું;—છતાં એણે પાકિસ્તાનમાં જવાની હિંમત કરી. ના, બેવકૂફી દેખાડી.

## બેવડી ચાલ શરૂ થઇ

જૂનાગઢના તાબાના ગામો જેમ ભાવનગર, નવાનગર, ગોંડલ અને ગાયકવાડની સરહદો વચ્ચે ગૂંથાઇ ગયેલા છે એ રીતે બીજા રાજ્યોની સરહદો જૂનાગઢ વચ્ચે આવેલી છે. અન્ય રાજ્યો તો હિંદી સંઘમાં જોડાઇ ગયા હતા. એટલે એક જૂનાગઢ પાકિસ્તાનમાં જોડાયેલું રહે તો બીજા ઘણાં પ્રશ્નો ઉપસ્થિત થાય. આથી પ્રજા જ નહિ પણ રાજાઓ તેમજ હિંદી સંઘ જૂનાગઢના પ્રશ્નમાં ઉંડો

રસ લેવા લાગ્યા. નવાબ મોહબ્બતખાને દુનિયાને એક આશ્ચર્ય પૂરું પાડયું. ગુજરાત બહાર બહુ ઓછા માણસ ઓળખે એવું જૂનાગઢ દુનિયાની નજરે ચડયું. હિંદ અને પાકિસ્તાનના ગજગ્રાહનું એ સાધન થયું.

મુસ્લીમોને પોતાનું રાષ્ટ્ર હોવું જોઇએ અને તેમાં તેઓ પોતાની ઇચ્છા મુજબ જીવી શકે એ જ એક સિધ્ધાંત ઉપર હિંદના અને પાકિસ્તાનના સિમાડા નકકી થયા. સંસ્કાર અને ભૌગોલિક સંબંધોને અગત્યનું સ્થાન મળ્યું. આખા હિંદમાં આ દષ્ટિએ તૈયારીઓ ચાલતી હતી છતાં પાકિસ્તાને જૂનાગઢના જોડાણને સ્વીકારી એક જબ્બર અનિષ્ઠ ઉભું કર્યું. ઉઘાડી શરતોનો ભંગ કર્યો.

હિંદ આઝાદ બને એ પહેલાં તો ઠેરઠેર કોમી રમખાણો શરૂ થયા. ન ધણિયાતા જેવા દેખાતા કાઠિયાવાડમાં તોફાનો, અંધાધૂંધી અને પાકિસ્તાની પ્રચારની શકયતાઓ વધી ગઇ. જૂનાગઢ પણ કદાચ પાકિસ્તાનમાં જોડાશે એવી શંકાઓ જન્મવા લાગી હતી. પણ હિંદુ રાજયોથી ઘેરાયેલું, હિંદુ રાજાઓ સાથે દોસ્તી રાખતું, ભૌગોલિક અને સાંસ્કૃતિક રીતે હિંદ સાથે જ સંકળાયેલું, કાઠિયાવાડના કાળજા સમું જૂનાગઢ પાકિસ્તાનમાં જશે નહિ, જઇ શકશે નહિ એવી કાઠિયાવાડના આગેવાનોને ઉંડે ઉંડે શ્રદ્ધા હતી. જૂનાગઢના નવાબ સાહેબ કયારે હિંદી સંઘના જોડાણખત ઉપર સહી કરે છે એની રાહ જોવાતી હતી! પણ બેદની વાત તો એ બની કે સૌને ઉલ્લુ બનાવવાના ઇરાદાથી જૂનાગઢના દિવાન તો હિંદી સંઘ સાથેના જોડાણની વાતો વહેતી મૂકી, પાકિસ્તાન સાથેના સંબંધો પાકા કરવામાં પરોવાયા હતા.

## સંરક્ષણ સમિતિની રચના

છેવટે જૂનાગઢનું કપટ પ્રગટ થવા લાગ્યું. આગેવાનોને પણ થયું કે પાકિસ્તાને ઘણી અશકય વાતોને શકય બનાવી છે. કાઠિયાવાડ રાજકીય પરિષદ—જે એક જ મોટી રાજદ્વારી સંસ્થા કાઠિયાવાડના રાજકારણ ઉપર વર્ચસ્વ ધરાવે છે—તેની કારોબારીએ પરિસ્થિતિનું અવલોકન કરી પ્રાંત ઉપર કોઇ આફત આવે તો કટોકટીને પહોંચી વળવા અને પ્રજાને તૈયાર કરવા શ્રી. રસિકલાલ પરીખ. શ્રી. જેઠાલાલ જોષી અને શ્રી. રતુભાઇ અદાણીની બનેલી સંરક્ષણ સમિતિ નીમી.

સંરક્ષણ સમિતિએ કાઠિયાવાડની સમસ્ત જનતાને આત્મરક્ષણ માટે તૈયાર રહેવાની હાકલ કરી. પરંતુ નિવેદનની હાકલથી દેશ થોડો કટિબદ્ધ થાય છે? કંઇક સક્રિય કાર્ય કરવું જોઇએ. જુવાનો અને વિદ્યાર્થીઓને સંગઠીત કરવા પ્રયાસો શરૂ થયા.

કાઠિયાવાડના જુવાનોએ બ્રિટિશ હિંદની દરેક લડતમાં ગુરખાની જેમ કામ કર્યું છે. ગુરખાઓ તો પગાર-પેન્શનની શરતો સાથે લડવા જાય છે પણ કાઠિયાવાડી જુવાનો એક પાઇના સ્વાર્થ વગર માતાની મુકિત કાજે-ધોલેરા, વીરમગામ, અમદાવાદ અને મુંબઇમાં લડયા છે. વીરતાથી લડયા છે. કાઠિયાવાડના ૨૦૨ સિમાડાની કિન્નાખોરી આ જુવાનોને ન નડી હોત તો આખા હિંદને ગૌરવ અપાવે એવી શકિત અને તાકાત કાઠિયાવાડમાં પડી છે. ગાંધીવાદના સંસ્કાર રંગે આ જુવાનોનો મોટો ભાગ રંગાયેલો છે. પંજાબના પ્રચંડ કાવત્રાં કે બોમ્બયુગના બંગાળના જમાના માટે કાઠિયાવાડી જુવાનોએ બીલકુલ રસ દાખવ્યો નથી.

## ૩

## સશસ્ત્ર તાલીમની શરૂઆત

પરંતુ કોમી હુલ્લડો અને છૂરાબાજી દેશમાં જોયા પછી સશસ્ત્ર આત્મરક્ષણ કરવાની ભાવના જુવાનોમાં સતેજ થવા લાગી. એ ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવા ૧૯૪૭ ના મે મહિનામાં કાઠિયાવાડ સેવાદળના આશ્રયે વલ્લભીપુર (વળા) મુકામે એક તાલીમ વર્ગ શરૂ થયો. ૧૮૦ જુવાનો એમાં જોડાયા. આ તાલીમ વર્ગ તો માત્ર શિસ્ત પૂરતો હતો. જુવાનો સશસ્ત્ર લશ્કરી તાલીમ લેવા થનગનતા હતા. એટલે સંરક્ષણ સમિતિએ ૨૧ મી ઓગસ્ટથી ધ્રોળમાં લશ્કરી તાલીમ વર્ગની યોજના કરી. આઝાદ હિંદ ફોજના કેપ્ટન બાલમસિંહે વર્ગની જવાબદારી સંભાળી. ખાસ પસંદ કરેલા ૪૦ જુવાનોને આ વર્ગમાં લેવામાં આવ્યા. યૌવનના પ્રતિક સમા અને જુવાનોના પ્યારા શ્રી. રતુભાઈ અદાણી આ વર્ગનો પ્રાણ હતા એમ કહીએ તો ચાલે.

આગળ કહ્યું તેમ કાઠિયાવાડના ખમીરવંતા જુવાનો સેંકડોની સંખ્યામાં "બ્રિટિશ" હિન્દના સત્યાગ્રહોમાં સામેલ થયેલા. અનેક પ્રકારના જોખમ અને સાહસ ખેડવામાં તેઓ માથું હાથમાં લઈને ઝઝૂમેલા. જેલ, લાઠી અને બંદૂકો સામે અડગ અને અહિંસક રીતે તેઓ ઉભા રહેલા, પણ કાઠિયાવાડના આધુનિક ઇતિહાસમાં પહેલી જ વાર આ રણબંકડાઓએ ધ્રોળ મુકામે શસ્ત્ર હાથ ધર્યાં.

પરંતુ આ શસ્ત્રો ઉપર હાથ બેઠા ન બેઠા ત્યાં તો વિજળી વેગે સોરઠને સિમાડે સિમાડે વાત ફેલાઈ ગઈ કે જૂનાગઢના નવાબનો આખરી નિર્ણય પાકિસ્તાન સાથે જોડાવાનો લેવાઈ ગયો છે. ક્ષણભર તો સોરઠની ધરતી જાણે ધ્રુજી ઉઠી. ઉંચો ગરવો ગઢ ગિરનાર ડોલતો દેખાયો. એકે એક માણસ ચોંકી ઉઠયો. જૂનાગઢની પ્રજા થરથરવા લાગી. રાજકીય, ભૌગોલિક, આર્થિક, સાંસ્કૃતિક કે બીજી કોઈ રીતે ન પરવડે એવું જૂનાગઢનું પાકિસ્તાન સાથેનું જોડાણ નવાબ સ્વીકારશે જ નહિ એમ માનનારાઓનો ભ્રમ ભાંગી ગયો. વાદળાં વીખરાતાં જેમ સૂર્ય તપી ઉઠે એમ આ ભ્રમણા દૂર થતા રોષ, અસંતોષ અને સામનાની ભાવના ચારે કોર કાઠિયાવાડમાં ઉગ્ર બનવા લાગી.

## ઢેબરભાઈના છેલ્લા પ્રયાસો

સૌમ્ય અને સજ્જનતાની મૂર્તિ સમા કાઠિયાવાડ રાજકીય પરિષદના મંત્રી શ્રી. ઉછરંગરાય ઢેબરે નવાબ સાહેબનો નિર્ણય કાઠિયાવાડ માટે કેવો ખતરનાક છે એ સમજાવવા ત્રણ વખત જૂનાગઢની મુલાકાત લીધી. નવાબ તો મળ્યા નહિ. સત્તા હાથ કરી બેઠેલા સિંધી દિવાન સર શાહનવાઝ ભૂતો સાથે શ્રી. ઢેબરે ઘણી મંત્રણા કરી. પણ કશો જ અર્થ સર્યો નહિ. પાછળથી જામ સાહેબે અને હિંદી સંઘ વતી શ્રી. મેનને પણ આવો નિષ્ફળ પ્રયત્ન કર્યો હતો.

એક રીતે શ્રી. ઢેબરભાઈનું વલણ આખરી નિર્ણય ઉપર મહત્વની છાપ પાડનારૂં હતું. કારણ કે વર્ષોથી તેઓ કાઠિયાવાડ રાજકીય પરિષદના મંત્રીપદે રહ્યા છે. ૧૯૩૮-૩૯ માં રાજકોટનો ઐતિહાસિક સંગ્રામ લડવા ખુદ મહાત્માજીને આવવું પડેલું. ત્યારથી સરદાર વલ્લભભાઈ અને ગાંધીજી માટે શ્રી. ઢેબરભાઈનું દ્રષ્ટિબિન્દુ મહત્વનું ગણાતું આવ્યું છે. ગાંધીજીનો અભિપ્રાય અને સરદાર પટેલના હાથની સત્તા કોઈ પણ રાજસ્થાની પ્રદેશના ભાવિ નિર્માણ માટે અગત્યની વાત થઈ ચૂકી હતી. "નવાબ પાકિસ્તાનમાં નહિ જોડાય" એવી ઘણા દિવસ સુધી શ્રદ્ધા સેવનાર શ્રી. ઢેબરભાઈએ હવે કાઠિયાવાડને પાકિસ્તાનમાંથી બચાવવાની વાતને મહત્વની ગણી.

જૂનાગઢનું પાકિસ્તાન માત્ર તેના ૭ લાખની વસ્તીમાંથી ૮૨ ટકા હિંદુઓના ભાવિ કે તેના ૩૪૦૦ ચોરસ માઈલ વિસ્તાર પૂરતું મર્યાદિત ન હતું. એની સર્વવ્યાપી બૂરી અસરનો ખ્યાલ કાઠિયાવાડને તો હતો જ પણ સમસ્ત હિંદને સ્પષ્ટ સમજાવા લાગ્યો. હિંદુ અને જૈન ધર્મનાં મહત્વના તીર્થસ્થાનો પ્રભાસ પાટણ અને ગિરનારની ચિંતા, સદાને માટે કાઠિયાવાડને સિમાડે એક નવી કોમી ગુલામીની સ્થાપના, તેમજ હીંદના પ્રદેશ ઉપર ગમે ત્યારે અટકચાળા કરવાનું પાકિસ્તાનને મળતું મેદાન—એ બધી વાતો સાથે આખા હીંદને ધાર્મિક અને રાજકીય સંબંધ હતો.

## વિવિધ ક્ષેત્ર પર પાકિસ્તાનના ઓળા

હિંદનું રાજકારણ જૂનાગઢના પ્રશ્નને ઉચ્ચ ભૂમિકા પર ચકાસી રહયું હતું ત્યારે કાઠિયાવાડના અસંખ્ય ઘરો ઉપર પાકિસ્તાનના ઓળા ઉતરવા લાગ્યા. જુનાગઢ અને એનો પ્રદેશ હિંદુ કુટુમ્બો માટે અનિવાર્ય અવરજવરનું સ્થાન બની ગયેલ છે. કેટલાય વરઘોડિયાને છેડાછેડી છોડવા, કેટલાય બાળકોને બાળમોવાળા ઉતરાવવા, કેટલાય કુટુમ્બોને માનતા-બાધાની છેલ્લી ક્રિયા કરવા, લીલ પરણાવવા, સરાવણું કરવા, નિવેદ ધરવા, છતર ચડાવવા વગેરે માટે ગિરનાર કે પ્રભાસપાટણ આવવું પડે છે. કુતિયાણામાં ગાંધી કુટુમ્બના જેમ કુળદેવી છે એમ કેશોદને માર્ગે મેઘાણી કુટુમ્બના કુળદેવ માણેકવાડીઆ છે. આ રીતે તો અનેક અગણિત કુટુમ્બના દેવ દેવીઓ, તિર્થ સ્થાનો જૂનાગઢની હદમાંજ આવેલા છે. કોઈ સાહિત્યકારને ગુજરાતના આદિ કવિ નરસિંહ મહેતાનું સ્મરણ જોઈતું હોય તો જૂનાગઢમાં જઈ ને નરસિંહ મહેતાનો ચોરો જોવો પડે. પુરાતત્વવિદને ગિરનારની તળેટીમાં જઈને અશોકનો શિલાલેખ જોવા પડે. લોક-ગીત અને દુહાના રસિકોને રાણકદેવી ને રા'ખેંગારના સ્મરણ ઉપરકોટમાં જાગે. કાઠિયાવાડના સમ્પતિશાસ્ત્ર અર્થશાસ્ત્રના નિષ્ણાતને ગીરનું જંગલ, અને ગીરના ઝરણાં ઉપર નવસર્જનના સ્વપ્ન આવે. આ બધું જાણે હાથથી સરી પડતું હોય એમ લાગવા માંડયું. એ સમયની લોક લાગણીનું પ્રતિબિંબ "ફૂલછાબ" માં શ્રી. સાદુળ ભગતે જૂનાગઢના ધણીને સંબોધી નીચેના સોરઠામાં પાડયું હતું:—

ગઢ રે જૂનાના ધણી! તેં અવળા માંડયા ખેલ;
મેલી રમતું મેલ્ય, ઈ સાચું સાદુળો ભણે.
ભીડતો આભે બાથ, ગઢ ગરવો ગિરનારનો;
પડે પરાયે હાથ, ધૂળ પછી તો જીંદગી.
વનરા તુલસીશ્યામની ને શેતલનાં પૂર;
લૂંટાય એનાં નૂર, ધૂળ પછી તો જીંદગી.
સોરઠ કેરાં સપૂત તે જીવતર ળ ગણે;
સાન હોય તે સાંભળે, સાદુળો એમ ભણે.
લીલુડી ના ઘેરના, ધણી પરાયા થાય;
શે સાંખી રહેવાય? સાચું સાદુળો ભણે.
વંકી ધરતી ગર તણી, તું મૂકે પારકે ઘેર;
સાત જનમનાં વેર, શીદને બાંધે સામટાં?

રાણક ને ખેંગારની, રા' નવઘણની ભોમ;<br>
કાં અગ્નિમાં હોમ? ભાનભૂલ્યા હે રાજવી!

આજ ભૂલીને ભાન, તેં અવળી બાજી આદરી;<br>
રહે નહિ ગુમાન, ઈ સાચું સાદુળો ભણે.

વખ વાવ્યે વખ નીપજે, એમાં તલ નહિ ફેર;<br>
ગઢ જૂનો પરદેશ બને, ઈ તો કાળો કેર.

કરતૂક કાળાં જોઈને, હૈયે લાગી ઝાળ;<br>
તને ભૂલાવે કાળ, ઈ જોજે જૂનાના ધણી!

વસ્તીને મેલી વેગળી, જે અજમાવે જોર;<br>
ટકે ન એનો તોર. ઈ સાચું સાદુળો ભણે.

નવાબ સાહેબ પાકિસ્તાનના પૂરબહારમાં હતા એવે વખતે 'વસ્તીને મેલી વેગળી, જે અજમાવે જોરઃ ટકે ન એનો તોર, ઈ સાચું સાદુળો ભણે.' કહેનાર અને હિંમતથી ભવિષ્ય ભાખનાર આ કવિને પણ રંગ છે!

દિવાન ભૂતોના હાથમાં રમકડું બની બેઠેલા શાન-શૌખીન નવાબને બીજા અનેક હિતેચ્છુઓએ ચેતાવ્યા હતા. કોઈનું ન સાંભળનાર નવાબ બિચારા સાદુળ ભગતનું તો સાંભળે જ શાના? પાકિસ્તાની મદિરાની પ્યાલી હાથમાં લીધી ત્યાર પછી નવાબ કોઈને મળ્યા નહિ. નવાબને નામે દિવાને મન ફાવ્યો કારોબાર ચાલુ રાખ્યો. હિંદી સંઘ અને દેશના આગેવાનો રમખાણ તેમજ વસ્તી બદલીના કાર્યમાં ગળાડૂબ પડયા હતા. ખૂણે પડેલા આ કાઠિયાવાડના પ્રશ્નની તેમને ચિંતા હોય તો પણ બહુ ઓછું કરી શકે એવી સ્થિતિમાં હતા. જૂનાગઢની પતાવટમાં ઢીલ થતી હતી કારણ કે હૈદ્રાબાદ અને કાશ્મીરની સમસ્યા ઉભા હતી. જનાબ ઝીણાને જૂનાગઢ અને કાશ્મીર બન્નેના કિલ્લા ઉપર ચઢીને બાંગ પોકારવી હતી.

# કાઠિયાવાડ રાજકીય પરિષદની દોરવણી.

**કાઠિયાવાડના** દરેક આગેવાનને, કાર્યકરને અને હિતચિંતકને પ્રતીતિ થઇ ગઇ કે હવે આપણેજ જૂનાગઢનો પ્રશ્ન પતાવી લેવો પડશે. રાહ જોવી કે ઢીલ કરવી પરવડે એમ નથી. એથી કાઠિયાવાડ રાજકીય પરિષદ તરફથી ખાસ સભા તા૦ ૨૫-૮-૪૭ ના રોજ રાજકોટ મુકામે બોલાવવામાં આવી. જૂનાગઢ અને કાઠિયાવાડના આગેવાનો ઉપરાંત મુંબઇથી શ્રી. અમૃતલાલ શેઠ આવ્યા. સૌરાષ્ટ્રના એક સપુત તરીકે એમના દિલમાં પાકિસ્તાની જોડાણ સામે ભારેલો અગ્નિ પડયો હતો. અને મહિનાઓ અગાઉથી તેઓ પોતાના વર્તમાન પત્રો 'જન્મભૂમિ' 'નૂતનગૂજરાત' મારફત પ્રજા તેમજ આગેવાનોને ઉંઘમાંથી ઢંઢોળવા તણખા વેરી રહ્યા હતા. રાજકોટની એ સભામાં શ્રી. સામળદાસ ગાંધી પણ હાજર હતા. કલમથી કાઠિયાવાડ માટે કામ કરવાને બદલે કુરબાની કરી બતાવવાની મહત્ત્વાકાંક્ષા એમના હૃદયમાં થબકી ચૂકી હતી. એટલે રાજકોટની એ સભા પછી જૂનાગઢના પાકિસ્તાની પ્રશ્નને શ્રી. સામળદાસે જીવન મરણનો સવાલ બનાવી પોતાના "વન્દેમાતરમ" પત્ર દ્વારા પ્રચારકાર્ય આરંભી દીધું.

સારી એવી ચર્ચા પછી રાજકોટમાં મળેલી કારોબારીની બેઠકનો નક્કર સૂર નીચેના શબ્દોમાં વ્યકત થયો :—

"કાઠિયાવાડ રાજકિય પરિષદની કાર્યવાહક સમિતિની આ અસાધારણ સભાએ જૂનાગઢના ના૦ નવાબસાહેબે પાકિસ્તાન સંસ્થાન સાથે જૂનાગઢની રિયાસતને જોડવાના કરેલા નિર્ણયની અને એ નિર્ણયમાંથી જાગનારી ગંભીર શકયતાઓની તેમજ એમાંથી નીપજનારાં અનેકવિધ વ્યાપક પરિણામોની ગંભીર ભાવે તુલના કરી છે. જૂનાગઢ, કાઠિયાવાડ અને બૃહદ્ કાઠિયાવાડમાં, જૂનાગઢના આ નિર્ણય પ્રત્યે જાગી પડેલા ઉગ્ર વિરોધની પણ આ સમિતિએ નોંધ કરી છે. કાઠિયાવાડના અને મુંબઇના કાર્યકરોની આજે મળેલી સભાએ પસાર કરેલા ઠરાવનો પણ આ સમિતિએ અભ્યાસ કર્યો છે. અને આ બધી વ્યાપક વિચારણાને અંતે સમિતિ. જૂનાગઢના નિર્ણયને તેની ભૌગોલિક. સાંસ્કારિક, રાજદ્વારી અને આર્થિક વગેરે દૃષ્ટિએ જૂનાગઢ, કાઠિયાવાડ અને સમગ્ર હિન્દુસ્તાનના તમામ જાહેર હિતોની દૃષ્ટિએ પ્રત્યાઘાતી અને અત્યાચારી તરીકે ઓળખાવી રહે છે.

જૂનાગઢના આ નિર્ણયમાંથી જાગનારી જૂનાગઢની, કાઠિયાવાડની અને સાગ્રે હિન્દની ભાવિ અશાન્તિ પ્રત્યે આ સમિતિ અંગુલિ નિર્દેશ કરે છે. અને પરિષદે નીમેલી કાઠિયાવાડ સંરક્ષણ સમિતિને આ નિર્ણય પલટાવવા માટે ભરવા જોઇતા તમામ યોગ્ય પગલાંઓ ભરવાની સત્તા આપવાનો આ કાર્યવાહક સમિતિ નિર્ણય કરે છે.

ઉપર્યુક્ત સમિતિ તરફથી લેવામાં આવનારા અને હવે પછીથી જાહેર થનારા સમિતિના નિર્ણયો પ્રત્યેના જાહેર જનતાના સંપૂર્ણ સહકારની આ સમિતિ માગણી કરે છે. એક અને અખંડ કાઠિયાવાડને લગતા જનતાના મનોરથોની સિદ્ધિને અર્થે આપવો જોઈતો આત્મભોગ આપવાની અને જૂનાગઢના રાષ્ટ્રદ્રોહી નિર્ણયને નાબૂદ કરવાને ભરવામાં આવનારાં કોઈ પણ પગલાંઓને ફળીભૂત કરવાનો, આ સમિતિ આ ઠરાવ દ્વારા, જૂનાગઢ, કાઠિયાવાડ અને બૃહદ્ કાઠિયાવાડની હિન્દુ, મુસ્લીમ અને તમામે તમામ જનતાને આગ્રહપૂર્વક અનુરોધ કરે છે."

આ રીતે સર્વ સંમતિ સાથે પાકિસ્તાન સાથેના જૂનાગઢના જોડાણનો વિરોધ થયો અને લડી લેવાની ઘોષણા થઇ. રાજકીય પરિષદે સંરક્ષણ સમિતિને સત્તા આપી કે જૂનાગઢના પ્રશ્નનો નીકાલ લાવવા લડવું પડે તો લડવું અને જે માર્ગ એ માટે અખત્યાર કરવો પડે તે લેવો.

## યુધ્ધની રણભેરી વાગી

કાઠિયાવાડની ભૂમિ ઉપર યુધ્ધની રણભેરી વાગી. પ્રજામાં લડાયક આંદોલન જગાડવા કાર્ય આરંભાયું. સઉથી પહેલો અસહકારનો માર્ગ અખત્યાર કરી જૂનાગઢને ભીંસમાં લેવા સંરક્ષણ સમિતિએ પ્રજાને વિનંતિ કરી કે:-

(૧) સર્વ જગ્યાએ જુનાગઢ બહિષ્કાર સમિતિ રચવામાં આવે. (૨) કોઈ જગ્યાએથી અનાજ, તેલ, કે એવી વસ્તુઓ જૂનાગઢમાં ન જાય તેની તકેદારી રાખો. (૩) કોઇ જગ્યાએથી ખટારા, બસ મોટર કે મોટર-સાઇકલ વેચાણથી કે ભાડા ઉપર જૂનાગઢમાં મોકલવામાં ન આવે. (૪) કોઇ જગ્યાએથી ગ્યાસતેલ, પેટ્રોલ, કોલસા કે બીજી બળતણની ચીજો જૂનાગઢમાં ન જાય. (૫) દરેક જગ્યાએ જો જૂનાગઢનો આર્થિક બહિષ્કાર તોડવાની કાંઇ પ્રવૃત્તિ થાય તો તે સામે આંદોલન કરવું અને સંરક્ષણ સમિતિને તેની ખબર આપવી. (૬) જૂનાગઢ સામેના આ પગલાં કાઠિયાવાડની પ્રજાની કાઠિયાવાડનું રાજકીય એકમ રચવાની અભિલાષાને જૂનાગઢ રાજ્ય તરફથી જે રીતે તોડવામાં આવે છે તેની સામેના પ્રતિકાર તરીકે ભરવામાં આવે છે.

**આમાંથી કોઇ જગ્યાએ કોમી તંગદિલી ઉભી કરવા પ્રયત્ન ન થાય તે સંભાળ રાખવા સઉને જાગ્રત રહેવા આગ્રહભરી ભલામણ છે. જૂનાગઢનો પ્રશ્ન કેવળ રાજકિય છે. અને કાઠીયાવાડની સમસ્ત પ્રજાના હીતની દષ્ટિએ આખો પ્રશ્ન સંરક્ષણ સમિત હાથ ધરી રહી છે. એટલે બધી કોમના આગેવાનો એમાં સહકાર આપે અને પોતાના વિભાગમાં એ માટે જરૂરી વ્યવસ્થા કરે.**

પ્રજાના આંદોલન જોર પકડે એ પહેલાંજ જૂનાગઢના પાકિસ્તાની જોડાણનો સઉથી પ્રથમ, પ્રબળ અને ઉત્સાહપ્રેરક વિરોધ બાબરીયાવાડમાં થયો. બાબરીયાવાડને જૂનાગઢના મહાલની જેમ ગણવામાં આવતો. પણ બાબરીયાવાડના ૫૧ જેટલા ગામડાં ઉપર માલીકી રજપૂત ગરાસદારોની હતી. જૂના કાઠિયાવાડ કરાર ( Kathiawar Settlement ) વખતે બાબરીયાવાડને જૂનાગઢ હેઠળ મૂકેલું. હવે ૧૫ મી ઓગષ્ટ પછી પલટાયેલા સંજોગોમાં શ્રી. સુરગભાઇ વરૂની તેમજ તેમના મોટાભાઇની આગેવાની હેઠળ આ મૂળ ગરાસદારોએ જૂનાગઢથી અલગ પડી પોતાની સ્વતંત્રતા જાહેર કરી. સાથે સાથે જૂનાગઢ હેઠળથી નીકળી જઇ હિંદી સંઘમાં જોડાવાનો નિર્ણય કર્યો. આ નિર્ણયની સાથે તેઓએ હિંદી સંઘના જોડાણખત ઉપર સહી કરી રાજસ્થાની ખાતાને જોડાણ સ્વીકારવા વિનંતિ કરી.

દિલ્હીના નિર્ણય ઉપર સૌની દ્રષ્ટિ ચોંટી. હિન્દી સંઘ બાબરીયાવાડનું જોડાણ મંજુર રાખે તો પાકિસ્તાન સાથે લડાઇમાં ઉતરવું પડે એવી હવા હતી. બાબરીયાવાડ ઉપર જૂનાગઢનો અધિકાર છે તે પ્રકારની વકીલાત પાકિસ્તાને જોરપૂર્વક કરી હતી. જૂનાગઢનો અધિકાર જળવાઇ રહે એવો પાકિસ્તાનનો આગ્રહ હતો. બીજી તરફથી હિંદી સંઘે બાબરીયાવાડને સ્વતંત્ર અધિકારી ગણવાની વલણ દર્શાવી. આથી કાઠિયાવાડના આગેવાનોને-ખાસ કરીને સંરક્ષણ સમિતિને-લાગવા માંડયું કે આપણે જૂનાગઢ સામે સીધી લડાઇ કરવી પડશે નહિ પણ બાબરીયાવાડ માટે હિંદી સંઘ અને પાકિસ્તાન વચ્ચે લડાઇ સળગે તો હિંદી સંઘના સૈનિકોને મદદ કરવાની રહેશે તેમજ લડાઇ વખતે કોમી હુલ્લડ કાઠિયાવાડમાં જાગી ઉઠે તો એ સામે કાળજીપૂર્વક તકેદારી રાખવી પડશે.

## બાબરીયાવાડ—મુખ્ય કસોટી

ઉપરની હકીકતને ધ્યાનમાં રાખી પાકિસ્તાન સામેની લડાઇમાં હિંદી સંઘને મદદ કરવા અને કાઠિયાવાડની પ્રજાને કોમી આગમાંથી ઉગારી લેવા વ્યવસ્થીત કાર્ય શરૂ કરી દેવામાં આવ્યું. મહત્ત્વના મથકોમાં કાર્યકરોને બેસાડી દેવાયા. મુખ્ય મુખ્ય સ્થળે થાણાંઓ નખાયાં. આ થાણાં ગોઠવતી વખતે એવો સ્પષ્ટ ખ્યાલ હતો કે મુસ્લીમ પ્રજા પાકિસ્તાનની તરફદારી કરી તોફાનો તેમજ સામનો પણ કરશે મુખ્યત્વે આ તોફાનોને કાબુમાં રાખવા આખા જૂનાગઢ મહાલમાં અને જૂનાગઢની લડાઇ માટે મહત્વનાં હોય એવાં કાઠિયાવાડનાં બીજા મથકોમાં સ્થાનિક તેમજ બહારના કાર્યકરો ગોઠવાઇ ગયા.

૧૯૩૦-૩૨ ના ધોલેરા રણસંગ્રામનાં અને ૧૯૩૮-૩૯ માં રાજકોટની લડતના અનુભવી. ૧૯૪૨ ની ઓગષ્ટ ક્રાન્તિના સફળ ભૂગર્ભવાસી કાર્યકર અને કાઠિયાવાડના પ્રશ્નોની સતત ચિંતા રાખનાર શ્રી. ગોકલદાસ ગગલાણી મુંબઇ છોડી જેતપુરમાં અડ્ડો જમાવી બેસી ગયા. મુંબઇમાં રહીને પણ કાઠિયાવાડના રાજકારણની રજેરજ બાતમીથી પરિચિત અને દરેક કાર્ય સાથે જીવંત પરિચય રાખનાર આવા જ બીજા કાર્યકર શ્રી. વીરચંદ શેઠ મુંબઇથી નીકળી કુંકાવાવમાં ચુપચુપ બેસી ગયા. એ રીતે બીલખામાં આઝાદ હિંદ ફોજવાળા શ્રી. બાલમસિંહજી અને રામકૃષ્ણ આશ્રમના સ્વામીજીએ પોતાની ધૂણી ધખાવી. રાજુલા તેમજ બાબરીયાવાડમાં શ્રી. કનુભાઇ લહેરી, ધારીમાં શ્રી. રતીલાલ સુંદરજી શાહ, કોડીનારમાં શ્રી. રતિલાલ દેવચંદ, માધવપુરમાં શ્રી. જશાભાઇ વગેરે ગોઠવાઇ ગયા. મેંદરડા, મોટીમારડ, ગરેજ (પોરબંદરનું) બગસરા વગેરે સ્થળે પણ થાણાંઓ કામ કરતાં થઇ ગયાં.

## લોકક્રાન્તિનો પાયો નખાયો

સૌથી વિશેષ અને અગત્યનું કામ ખુદ જૂનાગઢના પ્રદેશમાં કરવાનું હતું. જૂનાગઢની નવાબીને ઉખેડી મૂકવી અને લોકોમાં ક્રાન્તિ પ્રગટાવવી હોય તો એ પ્રદેશ વચ્ચેજ જઇને ધામા નાખવા જોઇએ અને લોકોનો તેમજ દુશ્મનની પ્રવૃત્તિનો સમ્પર્ક સાધવો જોઇએ. એ ખ્યાલથી જુનાગઢના દરેક મહાલમાં પણ થાણાંઓ વ્યવસ્થીત કરવામાં આવ્યાં.

જૂનાગઢ મહાલમાં શ્રી. મહેન્દ્ર અંતાણી અને મયારામજી મહારાજ, ભેંસાણમાં શ્રી. દુર્લભજી નાગરેચા, નવાગઢમાં શ્રી. જયંતિલાલ પંડયા, વંથળીમાં શ્રી. મેણંદભાઇ ડાંગર, શીલ—કુતીયાણામાં શ્રી. હીરાચંદ પરશોતમ, કેશોદમાં શ્રી. જયરામદાસ પટેલ, માળીઆમાં શ્રી. જશાભાઇ લાખાભાઇ, વેરાવળમાં શ્રી. તનસુખલાલ ત્રિવેદી, પાટણમાં શ્રી. બંસીલાલ શાહ, તલાળામાં શ્રી. શરમણ દેવશી પટેલ, ગીર અને

વીસાવદરમાં શ્રી. અનોપચંદ શાહ વગેરેએ જવાબદારી સંભાળી લીધી. નવાબી તંત્ર વચ્ચે કામ કરવામાં ભારે ગુપ્તતા કાર્યકરોને રાખવી પડતી. તેઓ જુનાગઢની તેમજ આસપાસની સરહદમાં વસીને લોકો વચ્ચે ઘૂમતા. અને લોકોને નવાબી ઉથલાવી નાખવા સંદેશો આપતા. એમનું કાર્ય નવાબના જાસુસોથી બચી લોકક્રાન્તિનો પાયો નાખવાનું હતું.

ધ્રોળના તાલીમ વર્ગને મોકુફ રાખી એ વર્ગના ચુનંદાઓને ઉપરના થાણાઓમાં જુદે જુદે સ્થળે ગોઠવી દેવાયા. શાળા, કોલેજ, ધંધા અને જાહેર પ્રવૃત્તિ છોડીને તાલીમ લેવા આવેલા જુવાનો મૃત્યુની ગોદમાં બેસવાની તૈયારી કરીને મહાલોમાં અને એની આસપાસ પરિભ્રમણ કરવા લાગ્યા. લડાઇ થશે એવી શકયતા વધતી જતી હતી. કઇ રીતે થશે એની કલ્પના આવી શકે એવું ન હતું. પણ ગમે તેવા સંજોગોને પહોંચી વળવા શ્રી. ઢેબરભાઇ, શ્રી. રસિકભાઇ, શ્રી. જેઠાલાલ જોષી શ્રી. રતુભાઇ અદાણી અને બીજાઓ પોત પોતાની રીતે અને દ્રષ્ટિએ રાત દિવસ જોયા વગર પ્રવૃત્તિમાં મશગુલ રહેતા. રેડક્રોસ અને સ્વયંસેવક ભરતીનું કાર્ય પણ આગળ વધ્યે જતું હતું. કાઠિયાવાડની રચનાત્મક પ્રવૃત્તિઓમાં ઉંડો રસ ધરાવનાર યુવાન કાર્યકર શ્રી. મનુભાઇ બક્ષીની આગેવાની હેઠળ કોમી હુલ્લડ કે અશાન્તિને પહોંચી વળવા માટે કાઠિયાવાડનું સેવાદળ પણ તૈયારીમાં લાગી ગયું હતું.

## જૂનાગઢ દમનને માર્ગે

પ્રજાના આગેવાનો ઉપરની પ્રવૃત્તિમાં ડૂબ્યા હતા ત્યારે જૂનાગઢના દિવાન અને અમલદારો બીલકુલ ઓછા ઉતરે એમ ન હતા. પ્રજા ડુબતાઇ જાય, જોનાર ત્રાસી ઉઠે, સાંભળનાર ઢીલા થઇ જાય એવી લડાયક તૈયારીઓ તેમણે શરૂ કરી દીધી હતી. જૂનાગઢને બચાવવા પુષ્કળ હથિયાર અને દારૂગોળાનો સંગ્રહ કરાયો. મુસ્લીમ પ્રજાજનોને છૂટથી શસ્ત્રો વહેંચાયા. બલોચ, કોટડા, અમીરપુર, ભડુલા વગેરે ગામોના નામચીન સંધિઓ (મુસ્લીમ)ને ઉશ્કેરી ઉશ્કેરી તૈયાર કરવામાં આવ્યા. આ સંધિઓ ગામો ભાગવાની, હિંદુ પ્રજાને રંજાડવાની સ્ત્રીઓની આબરૂ લૂંટવાની અને બીજે ગામે હટાણું કરવા જતા કોઇ હિંદુ ખેડૂત પાસેથી રૂપિયા આઠ આના જેવી રકમ પણ આંચકી લેવાની પ્રવૃત્તિ માટે મોટા વિસ્તારોમાં મશહુર હતા. રાજયના અમલદારોની એમના ઉપર અમસ્થી પણ મીઠી નજર રહેતી. હવે લડાઇના સંજોગો હોવાથી આ સંધિઓને રીતસરનો રાજ આશ્રય મળવા લાગ્યો. હથિયાર અને ખરચીના પૈસા સંધિઓને મળ્યા. ધાણુફલીઆનો સાંઇ ફકીર આ બધાનો ગુરૂ હતો. એ ફકીરને બધે ફેરવવામાં આવ્યો. અને તેની મારફત સંધિઓની કામચલાઉ લશ્કરમાં ભરતી કરવામાં આવી. હિંદુઓ જૂનાગઢ ઉપર અને ઇસ્લામ ઉપર આક્રમણ કરે છે એવી વાતોથી ગ્રામ્ય સંધિઓને ખૂબ બહેકાવી મૂકવામાં આવ્યા.

મુસ્લીમ અમલદારો ગામડે ગામડે ફરીને દરેક ગામના હિંદુઓના હથિયારના પરવાના રદ કરી. શસ્ત્રો કબજે કરવા લાગ્યા. ગુંડા અને નામચીન દાદા ગણાતા માણસોને પોલીસમાં ભરતી કર્યા. ધાડપાડુઓ તેમજ ભયંકર ગુન્હેગારોને જેલમાંથી છૂટા કરવામાં આવ્યા. બહારના પ્રદેશોના મુસ્લીમોની આયાત થઇ. હિન્દુ કોમ સામે દ્વેષ, ધિક્કાર, તિરસ્કાર, મારફાડ, લૂંટ અને અત્યાચાર છૂટથી આચરી શકાય એવું વાતાવરણ જન્માવવામાં આવ્યું. હિન્દુ પ્રજા જૂનાગઢમાં કે ગામડામાં વસી શકેજ નહિ એવી સ્થિતિ આવી ગઇ.

લાચાર બનીને હિન્દુઓ જૂનાગઢ રાજયના શહેરો તેમજ ગામડાં છોડવા લાગ્યા. મોટા પાયા ઉપર હિજરતનું વાતાવરણ જામ્યું. જૂનાગઢનું સ્ટેશન છોડનારી કોઇ ગાડીના ડબાની અંદર કે ઉપરની છતમ

એક ઇંચ જેટલી પણ ખાલી જગ્યા રહેતી નહિ. પગરસ્તે, બળદગાડીમાં, ઘોડા ઉપર, ઢોર ઉપર, મોટર ખટારામાં જે સાધન મળ્યું તેમાં લોકોએ માલ સામાન ભરી જૂનાગઢની હદ છોડવી શરૂ કરી.

દિવાને ફરમાનો પ્રગટ કર્યાં કે ૧૫ દિવસ બંધ રહેલા ઘરો જપ્ત થઇ જશે. ઘરવખરી રાજ્યના કબજામાં આવી જશે. પણ દિવાનના હુકમનો અમલ એમના આયાત કરેલા ગુંડાઓએ તો પંદર દિવસ શું પંદર કલાક પહેલાંજ ઘણે સ્થળે શરૂ કરી દીધો. કોઇ ઘર બંધ જોમાંજ તેઓ તાળાં તોડી નાખતાં.

## હિજરતીઓ પર ગૂજરતો ત્રાસ

હિજરત કરનાર પ્રજાજનો ઉપર પણ ભારે વિતક વીતવા માંડયા. એમના માલ સામાન, દરદાગીના વગેરે મુસ્લીમ પોલીસોએ અને જમીઅતના માણસોએ ચૂંથવાનું તેમજ લાગ મળ્યે તફડાવી લેવાનું શરૂ કર્યું. સ્ત્રીઓ અને બાળકોના હાથમાંથી નાસ્તા અને ભાથાંનાં પડીકાંઓ ઝૂંટવી લઇ ધૂળમાં રગદોળવાના કે કાગડા કૂતરાંને ફેંકી દેવાના કિસ્સા પણ બનવા લાગ્યા. જાત તપાસને નામે પુરૂષોની માનહાની અને સ્ત્રીઓની બેઅદબીના પ્રસંગો નોંધાવા લાગ્યા. જૂનાગઢ શહેર જોતજોતામાં સૂમસામ બની ગયું. એના ભવ્ય માર્ગ ઉપર વરૂ અને ધોરખોદા પ્રાણી જેવા માનવીઓની જ વધુ અવરજવર હતી. પાકિસ્તાનનું જાણે કે સાક્ષાત્ ચિત્ર હોય એમ જૂનાગઢ ત્યારે બીહામણું લાગતું હતું. ત્રાસ, ત્રાસ અને ત્રાસ! નવાબીના આ ત્રાસથી જૂનાગઢીઓના જ નહિ પણ સમસ્ત સૌરાષ્ટ્રના દિલમાંથી અરેરાટી નીકળી પડી.

મુસ્લીમ જમિયત નામની જૂનાગઢની કોમી સંસ્થા અને એના આગેવાનો આ ત્રાસના સામ્રાજયના સૂત્રધાર હતા હૈદ્રાબાદની 'મજલીસ ઇતીહાદ ઉલ મુસલમીન' નામની કોમી સંસ્થાની જેમ આ જમિયતે નવાબની સત્તા સાચવવા અને પ્રજાને રંજાડવા ઘણાજ ધમપછાડા માર્યા. જૂનાગઢને 'ઝુનાગઢ' બનાવવા જમિયતે ઇસ્લામને નામે મુસ્લીમ પ્રજાજનોને ઉશ્કેરી મૂકયા હતા. અને જે ધરતીનું પોતે ધાવણ પીધું હતું તે ધરતીને પારકા પ્રદેશ સાથે મેળવવા તેઓ મેદાને પડયા હતા. આ કારણે જૂનાગઢની હિંદુ પ્રજાને ખૂબ ત્રાસ સાથે હિજરત કરવી પડી.

જૂનાગઢની પ્રજા આ દશા ભોગવતી હતી ત્યારે કાઠિયાવાડના કાર્યકરો મનમાં સમસમી રહ્યા હતા. બાબરિયાવાડના મૂળ ગરાસદારોની હિન્દી સંઘમાં જોડાવાની માગણીનો લાંબી વિચારણા પછી હિન્દી સંઘે સ્વીકાર કર્યો. બાબરિયાવાડના મૂળ ગરાસદારો માનતા હતા કે હિન્દી સંઘ સાથેના પોતાના જોડાણનો સ્વીકાર કરતાની સાથે જ બાબરિયાવાડ પ્રદેશ ઉપર પકડ જમાવી બેઠેલ નવાબી લશ્કરને ત્યાંથી હાંકી કાઢવામાં આવશે અને પોતે આઝાદીની હવા લઇ શકશે. પણ બાબરિયાવાડના જોડાણનો સ્વીકાર થયા પછી સંજોગવશાત્ હિન્દી સંઘ તરફથી બાબરિયાવાડનો તાત્કાલિક કબજો લેવામાં આવ્યો નહીં. હિન્દી સંઘની નીતિ સ્પષ્ટ થતી ન હતી. જૂનાગઢ છૂટથી લડાઇની તૈયારી અને દમન કરી રહ્યું હતું.

## જામ સાહેબનો મક્કમ અવાજ

આ વખતે જૂનાગઢ પછી દમન અને આપખુદીમાં જેમનો બીજો નંબર આવે (કડક પરીક્ષક કદાચ પહેલો નંબર પણ આપી દે!) એવા જામ સાહેબ દિલ્હીમાં પત્રકાર પરિષદ સમક્ષ તા૦ ૨૨-૯-૪૭ ના રોજ બોલેલા કે "સોએ સો ટકા મુસ્લીમ પોલીસ, લશ્કર તેમજ પંજાબી, સિંધી અને બલુચી મુસ્લીમોની આયાત કરીને જૂનાગઢ રાજ્યની ૮૨ ટકા હિંદુ વસ્તી ઉપર ઉગ્ર દમન ચાલી રહ્યું છે. સ્ત્રીઓને હેરાન

કરવામાં આવે છે, અને મંદિરો ભ્રષ્ટ થાય છે. સિંધથી મધ્ય હિંદ સુધી પાકિસ્તાન જુથ કરવાની પોતાની યોજનામાં ભોપાલના નવાબ નિષ્ફળ ગયા પછી હવે સમય આવ્યે હિંદના હાર્દ પર હલ્લો કરવા માટે જૂનાગઢ અને હૈદ્રાબાદને સાધન બનાવવાની પાકિસ્તાનની યોજના હોય એમ લાગે છે. જૂનાગઢનું પાકિસ્તાન સાથેનું જોડાણ હિંદની શાંતિ માટે ભય સમાન છે. જૂનાગઢના નવાબે પોતાની પ્રજાની ઇચ્છા માન્ય રાખવી જોઇએ. ૧૫ દિવસમાં લોકમત લેવાવો જોઇએ.'

પત્રકાર પરિષદ સમક્ષનું જામ સાહેબનું ભાષણ એટલું પરાક્રમી અને સમયસરનું હતું કે કાઠિયાવાડનો કોઇ પણ હિતેચ્છુ જામ સાહેબના ગુન્હાઓ માફ કરી એમને ફૂલહાર ચડાવતા ન સંકોચાય. કાઠિયાવાડના આગેવાનો હિંદી સંઘની આમન્યા રાખી મૌન સેવતા હતા ત્યારે એમના જ હૃદયભાવનો પડઘો દિલ્હીના ચોકમાં જામ સાહેબે પાડયો.

નગર નરેશે હિંદી સંઘની ઢીલી વલણના ઉદાહરણો રજુ કરતાં કહેલું કે બાબરિયાવાડ રાજ્યમાં -જે જૂનાગઢથી છૂટા પડયા પછી હિન્દ સંસ્થાન સાથે જોડાયું હતું અને હિન્દી સંઘે જેના જોડાણનો, સ્વીકાર કર્યો હતો. જૂનાગઢની ટુકડીઓએ જઇને હિન્દના સાર્વભૌમત્વનો ભંગ કર્યો છે. જો માંગરોળ પર જે હિંદી સંઘ સાથે જોડાનાર બીજુ રાજ્ય છે, આવી તરાપ પડશે, તો જૂનાગઢની ટૂકડીઓએ આક્રમક પગલું લીધાના અને હિંદી સાર્વભૌમત્વનો ભંગ કર્યાના બે બનાવો નોંધાશે. આ તરાપ છતાં પણ જો હિંદી સંઘ શાંત રહેશે તો બીજી વધુ તરાપો મારવામાં આવશે અને આ પદ્ધાતનો અંત જ નહિ આવે.

## હિંદ સરકારે આપેલ કોલની યાદ

હિંદ સંસ્થાને, જોડાણનો સ્વીકાર કરીને, બાબરિયાવાડ અને માંગરોળની પ્રજાને રક્ષણની ખાત્રી આપી છે. હવે એ કોલ પાળવો જોઇએ. બાબરિયાવાડમાં તો હિંદ સરકાર માટે સંરક્ષણનાં પગલાં ભરવાનો સમય વસ્તુત: કયારનો ય પાકી ગયો છે. આ પરથી એમ જણાય છે કે હિંદ સરકાર સુલેહભર્યું નિરાકરણ લાવવાના દરેક ઉપાયો અજમાવીને અથડામણ ટાળવાનું ઇચ્છે છે. બીજો કોઇ પણ દેશ. અને ખુદ પાકિસ્તાન પણ, જો હિંદ સરકારની સ્થિતિમાં મકાયેલ હોત તો એણે આજ પૂર્વે ઘણા વખત પર પગલાં લીધાં હોત.

જામ સાહેબે કહ્યું કે હું તો. હિંદ સરકાર એણે આપેલો કોલ પાળી બતાવે અને તેની સાથે જોડાંતાં દેશી રાજયોને રક્ષણ આપવાની પોતાની તાકાત પુરવાર કરી આપે એટલી જ આશા રાખું. હિંદ સરકાર જો આમ કરવામાં નિષ્ફળ નીવડે તો તેની સાથે જોડાયલાં રાજયોએ હવે પોતાની વલણ પર ફરીથી વિચાર કરવો પડશે અને પરિણામે દેશની એકતા તથા સલામતી ભયમાં મૂકાશે.

જૂનાગઢના પાકિસ્તાનનો ઉલ્લેખ કરી જામ સાહેબે કહ્યું કે:—"હિંદની એક મહત્ત્વની બાજુમાં નાનકડું પાકિસ્તાન ઉભું કરવાની આ કોશિષ એ હિંદની એકતાને. અખંડપણાને અને સલામતિને છિન્નભિન્ન કરી નાખવાનો જ૦ ઝીણા અને તેમના સલાહકારોનો નિ:શંક પ્રયાસ છે. એટલે જો એની પર સમયસર અંકુશ મુકવામાં નહિ આવે તો જતે દિવસે એ પ્રકારના પ્રયાસો એવું મોટું સ્વરૂપ પકડશે, કે બન્ને દેશો વચ્ચે યુદ્ધ અનિવાર્ય બની રહેશે. વર્તમાન સંજોગોમાં યુદ્ધનો વિચાર કરી શકાય તેમ નથી, પણ જ૦ ઝીણા હિંદ સંસ્થાન પર યુધ્ધ લાદવા માગે છે એમ દેખાય છે."

આ ઉપરાંત જામ સાહેબે ખૂબ સુંદર રીતે જૂનાગઢના પ્રશ્નની રાજકીય છણાવટ કરી હિંદી સંઘ

સમક્ષ આ પ્રશ્નનું મહત્ત્વ સ્થાપીત કર્યું. એમનું પત્રકાર પરિષદ સમક્ષનું નિવેદન જૂનાગઢના જંગમા તો ઐતિહાસિક લેખાશે. એ નિવેદનથી ખુદ જામ સાહેબ પણ ઘણા ઉજળા થયેલા.

કાઠિયાવાડના કાર્યકરો તો જોતા હતા કે હિંદી સંઘે બાબરીયાવાડનું જોડાણ તો સ્વીકાર્યું પણ સંજોગવશાત્ એનો કબજો લેવાનો પ્રબંધ ઘણો મોડો થઇ રહયો .છે. પ્રજામાં તેમજ બાબરીઆવાડના ગરાસદારોમાં એથી ખુબ ચિંતા વ્યાપી હતી. એવામાં માગરોળના શેખ ફરી બેઠા. હિંદી સંઘના રાજસ્થાની ખાતાના અધિકારી શ્રી૦ મેનનની હાજરીમાં શેખ સાહુબે હિન્દી સંઘ સાથે જોડાવા જોડાણખત ઉપર જે સહી તે સંબંધે કહ્યું કે મારી સહી [બળજબરીથી લેવામાં આવી છે અને માંગરોળ પાકિસ્તાન સાથે જોડાશે. માંગરોળના શેખની આવી વલણુથી, તેમજ જૂનાગઢમાં થઇ રહેલી લડાઈની તડામાર તૈયારીઓથી અને હિંદી સંઘના શાન્ત વલણુથી કોમીવાદીઓના મિજાજનો પારો એની પરાકાષ્ટાએ પહોંચી ચૂકયો હતો અને જૂનાગઢમાં તેઓ બેફામ બન્યા હતા.

પાકિસ્તાને જૂનાગઢના જોડાણુની વિધિસરની જાહેરાત કરી દીધી અને હિંદી સંઘે બાબરીયાવાડનો કબજો લેવાનું મુલત્વી રાખ્યું એથી તો પરિસ્થિતિ ઘણી ગંભીર થઇ પડી. તેને અંગે ભારે નિરાશાનું વાતાવરણુ ઉભું થયેલું.

બાબરીઆવાડ, માંગરોળ વગેરેનો કબજો લેવા અને હિંદી સંઘ હેઠળ આવી ચૂકેલ કાઠિયાવાડની પ્રજાને ભવિષ્યમાં કોઇ અંધાધૂંધી થાય તો તેનાથી ઉગારી લેવા રક્ષણુ માટે હિંદી સંઘની લશ્કરી ટુકડીઓ કાઠિયાવાડમાં આવવા લાગી.

## નવી હીલચાલનો પ્રયાસ

આટલી તૈયારી હોવા છતાંય હિન્દી સંઘનું લશ્કર કોઇ ચોકકસ કારણોસર બાબરીયાવાડની ભૂમિ ઉપર પગ મૂકવામાં વિલંબ કરી રહયું હતું. પરિષદ અને સંરક્ષણુ સમિતિના કાર્યકરો મુંઝતા હતા. એમને માટે રાહ જોયા સિવાય બીજો રસ્તો ન હતો. એ વખતે કાઠિયાવાડમાં આવેલા શ્રી અમૃતલાલ શેઠ બાબરિયાવાડની ભૂમિ ઉપર આક્રમણુ લઇ જઇ ત્યાંથી નવાબી લશ્કરને હઠાવી બાબરિયાવાડને મુકત કરવાની પોતાની ઇચ્છા અને તૈયારીની હિન્દી સંઘને જાણુ કરી.

પણુ આ વખતે કાઠિયાવાડ રાજકીય પરિષદના કાર્યકરો અને જૂનાગઢના આગેવાનો સતત અને ગંભીર મંત્રણા કરી રહ્યા હતા. હિંદી સંઘ બાબરીઆવાડનો કબજો મોડો લેશે એમ તેમને દેખાતું હતું. હિંદ અને પાકિસ્તાન વચ્ચે જૂનાગઢના પ્રશ્ન માટે લડાઇ થાય કે સમજુતી તેની રાહ જોવી હવે કોઇને બરાબર લાગતી ન હતી. જૂનાગઢની પ્રજા ભયંકર દમનથી પીડાતી હતી. જૂનાગઢનું નવાબી તંત્ર તો જુલ્મ અને લડાઈની વાત સિવાય બીજી કોઇ દિશામાં નજર કરવા તૈયાર ન હતું. પાકિસ્તાનના મદમાં તેઓ ચકચૂર હતા.

પ્રજાની માગણી, વિનવણી અને ઇચ્છાને ઠોકરે મારનાર તેમજ પ્રજાની સામે દુશ્મનાવટ જાહેર કરનાર નવાબને હવે પ્રજાએજ બળવો કરીને, ગાદી ઉપરથી ઉઠાડવો જોઇએ અને એ રીતે પાકિસ્તાનના જોડાણુને ફગાવી દેવું જોઇએ એ એકજ માર્ગ બાકી હતો. પરિષદના આગેવાનોએ આ છેવટનો માર્ગ પસંદ કરી લીધો અને મુંબઇમાંથી આ માર્ગના મશાલધારી નીકળ્યા. મુંબઇના જૂનાગઢ રાજ્ય પ્રજામંડળે જૂનાગઢના નવાબી તંત્ર સામે લડી લઈ પાકિસ્તાનમાંથી જૂનાગઢને મુકત કરવા માટે અને જે નવાબી તંત્ર પ્રજાનું દુશ્મન સાબીત થયું છે તેને ફેંકી દેવા માટે તેમજ તેનું સ્થાન લેવા માટે એક નવી સત્તા–આરઝી હકૂમત જૂનાગઢ–સ્થાપવાનો નિર્ણય જાહેર કર્યો અને બાબરીયાવાડ તરફ કૂચ લઇ જવાની તૈયારી કરતા શ્રી૦ શેઠને રોકવામાં આવ્યા.

# આરઝી હકૂમતની સ્થાપના




**૨૫ મી સપ્ટેમ્બર ૧૯૪૭ ના** ગુરૂવારની સાંજે મંગલ મૂહૂર્ત અને શુભ ચોઘડિયું જોઈ ૩૦ હજાર કાઠિયાવાડી સ્ત્રી પુરૂષોની મેદની વચ્ચે મુંબઈના માધવબાગમાં જૂનાગઢ માટેની નવી પ્રજાકીય સરકારની સ્થાપના કરવામાં આવી. વાતાવરણમાં અજબ ઉત્સાહની હેલી ચડી હતી. સભાના પ્રમુખ શેઠ ન્યાલચંદ મૂળચંદે આરઝી હકૂમતનું ઐતિહાસિક જાહેરનામું વાંચ્યું. આરઝી હકૂમતના સભ્યોએ, જૂનાગઢના પ્રજાજનોએ અને સમસ્ત કાઠિયાવાડીઓએ પાકિસ્તાનને દફનાવી દેવાની પ્રતિજ્ઞા કરી. ધર્મયુદ્ધની ઘોષણા થઈ. સૈનિકો અને નાણાંની માગણી કરવામાં આવી.

આરઝી હકૂમતની સ્થાપના એ હિંદના રાજસ્થાની ઇતિહાસમાં તેમજ જૂનાગઢના પ્રશ્નમાં એક શકવર્તી બનાવ હતો. એનું જાહેરનામું કોઈ લાગણીપ્રધાન કે ચળવળીઆ માનવીનું નિવેદન ન હતું. એ જાહેરનામું આઝાદી ઇચ્છનાર પ્રજા માટે મુક્તિનો સંદેશ અને નિર્ણય વ્યક્ત કરતું હતું. એના ઘડતર પાછળ કાબેલ ધારાશાસ્ત્રી શ્રી૦ કનૈયાલાલ મુન્શીની કલમ હતી. એના શબ્દોના પાલન માટે આરઝી હકૂમતનું પ્રધાન મંડળ મોતને ભેટવા સુધીની તૈયારી કરી ચૂક્યું હતું. એ જાહેરનામાને વધાવી લેવા કાઠિયાવાડના જુવાન સેનાનીઓ પણ થનગનતા હતા. અને એ જાહેરનામા પછી મુંબઈમાં વસતા તેમજ કાઠિયાવાડમાં રહેતા કાઠિયાવાડીઓએ જૂનાગઢના જંગને પોતાનો માનવાની પ્રતિજ્ઞા કરી હતી. આ રહ્યું એ જૂનાગઢ રાજ્યની પ્રજાનું આઝાદખત:–

## આઝાદીનું ઐતિહાસિક જાહેરનામું

"જૂનાગઢના નવાબસાહેબે પોતાની પ્રજાની અતિશય મોટી બહુમતિની અવગણના કરીને અને પાકિસ્તાન સંસ્થાનના કર્મચારીઓથી દોરવાઈને ૧૯૪૭ ના સપ્ટેમ્બર માસની ૧૫ મી તારીખે પાકિસ્તાન સંસ્થાનના જોડાણખત ઉપર સહી કરી છે અને તે રીતે પાકિસ્તાન સંસ્થાન સાથે જૂનાગઢ રાજ્યને જોડાયેલું જાહેર કરવામાં આવ્યું છે, તેથી–

અને પ્રજાની જાહેર થયેલી ઇચ્છાને અવગણી તેમજ જૂનાગઢની પ્રજા (જેનો ૮૨ ટકા ભાગ મુસ્લિમ—ઇતર પ્રજા છે) કાઠિયાવાડની પ્રજા સાથે તથા હિંદી સંઘ સાથે જે સ્વાભાવિક સંબંધોથી જોડાયેલ છે તે સ્વાભાવિક સંબંધની અવહેલના કરીને અને જે પ્રદેશોમાં મુસલમાનો વિપુલ પ્રમાણમાં વસતા હોય તેવા—પરસ્પર સીમાસંબંધ ધરાવતા પ્રદેશોનો, એ પ્રદેશોમાં વસતી પ્રજાની સંપૂર્ણ અને સ્વતંત્ર સંમતિને આધીન રહીને, પાકિસ્તાન સંસ્થાનમાં સમાવેશ કરવો. આ પ્રકારની જે સમજૂતિના પાયા ઉપર હિંદના અમુક પ્રદેશોને જુદા કરવામાં આવ્યા છે અને એવી રીતે જુદા કરવામાં આવેલા પ્રદેશોનું એક અલગ પાકિસ્તાન સંસ્થાન ઊભુ કરવામાં આવ્યું છે, એ સમજૂતિનો ભંગ કરીને, પાકિસ્તાન સંસ્થાને આ જોડાણખતનો સ્વીકાર કર્યો છે, તેથી–

અને આ જોડાણખત ઉપર સહી કરીને, જૂનાગઢના નવાબે પોતાના રાજ્યની પ્રજાને, પ્રજાની ઇચ્છા વિરૂદ્ધ જઇને પાકિસ્તાન સંસ્થાન સાથે જોડી દીધી છે અને એ રીતે જે પાકિસ્તાન જૂનાગઢની પ્રજાને મન એક પરદેશી હકૂમત સમાન છે અને જે પાકિસ્તાન મુસલમાનોને પોતાનું સ્વતંત્ર વતન મળે એ હેતુથી ઊભું કરવામાં આવ્યું છે તે પાકિસ્તાનના નાગરિક બનવાની જૂનાગઢના પ્રજાજનોને ફરજ પાડવામાં આવી છે, તેથી–

અને રાજ્યની પ્રજાને ભયગ્રસ્ત બનાવવાના હેતુથી અને આત્મનિર્ણયનો અધિકાર માગીજ ન શકે અને આ જોડાણ સામેનો પોતાનો વિરોધ રજૂ કરી ન શકે એ રીતે દબાવવાના હેતુથી, પ્રસ્તુત જોડાણ પહેલાં અને જોડાણ બાદ પણ પાકિસ્તાનના કર્મચારીઓની દોરવણી નીચે રાજ્યના સત્તાધીશો મુસલમાન કોમના અમુક વિભાગને શસ્ત્રસજ્જ બનાવી રહેલ છે અને તેના પરિણામે એક લાખથી પણ વધારે પ્રજાજનો રાજ્ય છોડીને ચાલી નીકળ્યા છે અને હંમેશાં કેટલાય લોકો રાજ્યની સરહદ છોડીને આસપાસના પ્રદેશોમાં દાખલ થઇ રહ્યા છે અને બીજી બાજુએ રાજ્યના સત્તાધીશો બીજા પ્રદેશોના મુસ્લિમ નિર્વાસિતોને રાજ્યના પ્રદેશોમાં ચોતરફ વસાવી રહેલ છે, તેથી–

અમે જૂનાગઢના પ્રજાજનો આથી જાહેર કરીએ છીએ કે, રાજ્યની વસતિની રાજ્યનિષ્ઠાને વસતિની ઇચ્છા વિરૂદ્ધ થઇને પાકિસ્તાન સાથે સંલગ્ન કરીને તેમજ આવું જોડાણ કબૂલ કરવાની ફરજ પડે એ રીતનું ત્રાસજનક રાજ્યતંત્ર ચલાવવા માટે સર્વ પ્રકારની તૈયારી કરીને જૂનાગઢના નવાબે પોતાની પ્રજાની વફાદારીનો સર્વ અધિકાર ખલાસ કર્યો છે.

અમો આથી વધુમાં જાહેર કરીએ છીએ કે, નવાબનું આ જોડાણખત સ્વીકારીને પાકિસ્તાન સંસ્થાને આત્મનિર્ણયના સિદ્ધાન્તનો તેમજ જે સમજૂત ઉપર પાકિસ્તાનને સંમત કરવામાં આવ્યુ હતું તે સમજૂતિનો ભંગ કર્યો છે અને તેથી પ્રસ્તુત જોડાણખત અયોગ્ય અને ગેરકાયદેસર છે અને રાજ્યની તેમજ રાજ્યના જુદા જુદા વિભાગોમાં વસતિ પ્રજાને બિલકુલ બંધનકર્તા નથી.

અમે વધુમાં અમારા જન્મસિદ્ધ આત્મનિર્ણયના અધિકારની રૂહએ હિંદી સંસ્થાનમાં જોડાવાનો અને જૂનાગઢ રાજ્યના પ્રદેશોને સીમાસંબંધ ધરાવતા હિંદી સંસ્થાનના પ્રદેશો સાથે જોડાણનો અમારો નિર્ણય જાહેર કરીએ છીએ.

અમો વધુમાં જૂનાગઢ રાજ્ય હિંદી સંઘ સાથે વિધિસર જોડાય અને હિંદી સંઘનુ એક અંગ બને એ હેતુથી જે કાંઇ પગલાં ભરવાં પડે અને જે કાંઇ ઉપાયો હાથ ધરવા પડે તે સર્વ પગલાં ભરવાનો અને સર્વ ઉપાયો હાથ ધરવાનો અમારો મક્કમ અને ગંભીર નિરધાર જાહેર કરીએ છીએ.

આ અમારી ગંભીર જાહેરાત અને નિરધારને પાર પાડવા માટે અમો નીચેના સભ્યોની એક આરઝી સરકારની નિમણુક કરીએ છીએ અને ૧૯૪૭ ના સપ્ટેમ્બર માસની ૧૫ મી તારીખ પહેલાં જૂનાગઢ રાજ્ય અને તેના પ્રદેશો સંબંધમાં જૂનાગઢના નવાબ જે સત્તા અને અધિકારો ભોગવતા હતા, તે સત્તા અને અધિકારો આ પ્રમાણે જાહેર કરવામાં આવતી આરઝી સરકારને અમો સુપ્રત કરીએ છીએ.

પ્રસ્તુત આરઝી સરકારના સભ્યોનાં નામ નીચે મુજબ જાહેર કરવામાં આવે છે:

૧ સામળદાસ લક્ષ્મીદાસ ગાંધી, પ્રમુખ
૨ દુર્લભજી ખેતાણી
૩ ભવાનીશંકર એ. ઓઝા
૪ સુરગભાઇ કાલુભાઇ વરૂ
૫ મણીલાલ સુંદરજી દોશી
૬ નરેન્દ્ર પ્રાગજી નથવાણી

અને ઉપર જણાવેલ અમારી જાહેરાત અને નિરધારને પાર પાડવા માટે તત્કાળ પગલાં ભરવા માટે અને તેમને આપવામાં આવેલ સર્વ સત્તા. અધિકાર અને હકૂમતનો અમલ કરવા માટે આ આરઝી સરકારને અમો આથી સત્તા આપીએ છીએ.

અને આથી અમો ઉપર જણાવેલ આરઝી સરકાર પ્રત્યે અને તે દ્વારા હિંદી સંસ્થાન પ્રત્યે અમારી વફાદારીની પુરી ગંભીરતાપુર્વક પ્રતિજ્ઞા લઇએ છીએ અને જૂનાગઢના પ્રજાજનો જે કોઇ જયાં જયાં વસતા હોય તે સર્વને આ આરઝી સરકારનાં ફરમાનો અને હુકમોનું વફાદારીપુર્વક પાલન કરવા અમે અનુરોધ કરીએ છીએ."

## પાકિસ્તાન મંજૂર નથી

'આરઝી હકૂમત ઝીન્દાબાદ!' ના જયનાદોથી માધવબાગ ગાજી ઉઠયો. સુભાષ બાબુની પ્રેરણામૂર્તિ સૌને યાદ આવી. 'ચલો દિલ્હી' ને બદલે 'ચલો જૂનાગઢ' ની અહીં માગણી થઇ. આરઝી હકૂમતના સરનશીન બનેલા, પડછંદ કાય, સોરઠી દેહના અસલી નમૂના સમા શ્રી. સામળદાસ ગાંધીએ એમની વેગીલી, અસ્ખલિત અને મુગ્ધ કરનારી જબાનમાં જાહેર કર્યું કે હું જૂનાગઢનો પ્રજાજન છું. હું જૂનાગઢનો બારખલીદાર છું. મારા દાદાના નામ ઉપર જૂનાગઢ રાજ્યમાં જમીન છે. મારી કૂળદેવી કુતીયાણામાં છે. મારા કાકા પૂજ્ય ગાંધીજી વેરાવળના કિનારા ઉપર ખૂબ ખેલ્યા છે. આજે જૂનાગઢ રાજ્યની પ્રજાએ જે આરઝી હકૂમતની રચના કરી છે તે જગતના તમામ સુધરેલા દેશોએ સ્વીકારેલા લોકશાહીના સિદ્ધાન્તને અનુસરે છે. નવાબ પ્રત્યેની અમારી વફાદારીનો પણ આજથી અંત આવે છે. અમારી વફાદારી હવે લોકો પ્રત્યે છે. લોકશાહીના સિધ્ધાન્તો પ્રત્યે છે. એનું મૂલ્ય ચુકવવા અમારી છાતીઓ ખુલ્લી છે; અમારાં મસ્તકો ઉન્નત છે. અમે જગતની સમસ્ત પ્રજાઓ સમક્ષ જાહેર કરીએ છીએ કે જૂનાગઢ રાજયમાં હવે કોઈ નવાબ નથી, કોઈ નવાબી નથી, કોઈ બાબીવંશ નથી, કોઇ પાકિસ્તાન નથી. જૂનાગઢ રાજ્યની તસુએ તસુ ધરતી ઉપર આજથી અમારો અધિકાર છે જૂનાગઢ રાજયનાં તમામ સાધનો, તમામ લશ્કરો અને તમામ મહેલાતો, આજથી અમારાં છે. જૂનાગઢના નવાબ અને પાકિસ્તાની આડતીઆઓ પાસેથી અમે માગીએ છીએ કે જૂનાગઢ ઉપરથી તેઓનો હાથ ઉઠાવી લઇ જૂનાગઢ ખાલી કરે. જૂનાગઢના પાકિસ્તાન સામેના અમારા ધર્મયુધ્ધનો ત્યારે જ અંત આવશે જયારે જૂનાગઢના આકાશમાં અમારો ધ્વજ ફરકશે; જૂનાગઢનો કારોબાર પ્રજાના હાથમાં આવશે. જૂનાગઢની આઝાદી સાથે આરઝી હકૂમતનું કર્તવ્ય પરિપૂર્ણ થશે.

આરઝી હકૂમતની આવી નિઃસ્વાર્થ અને સેવાભરી ભાવના ઉપર શ્રોતાજનોએ રોમાંચ અનુભવ્યાં. શ્રી. અમૃતલાલ શેઠનો આનંદ અને ઉત્સાહ કયાંય માતો ન હતો. કાઠિયાવાડ માટે આફતને વખતે શ્રી. શેઠ–સામળદાસની જોડી એક અવાજે હાકલ કરે તે દૃશ્ય અનેકને માટે નવું કલ્યાણકારી જણાતું હતું.

## સુષુપ્ત જુવાનીને શ્રી. શેઠની હાકલ.

આજની ઘડીને શ્રી. શેઠે કાઠિયાવાડના ઇતિહાસમાં છેલ્લા ૧૦૦ વર્ષમાં ન આવી હોય એવી ઐતિહાસિક ઘડી તરીકે વર્ણવી હતી. કાઠિયાવાડની સુષુપ્ત જુવાનીને હાકલ કરતાં તેમણે કહ્યું કે કાઠિયાવાડનો એકેએક જુવાન જયાં હોય ત્યાંથી તેને હું સાદ કરૂં છું કે ઉઠ, જુવાન આજે કાઠિયાવાડ પ્રત્યેની તારી ફરજ તને બોલાવે છે. જાગ જુવાન, કાઠિયાવાડની ભૂમિ તારા આગમનની રાહ જુએ છે. કાઠિયાવાડના જુવાનો ચાલો, સામળદાસ ગાંધી તમારી આગળ છે. કાઠિયાવાડનો ખૂણે ખૂણો ખૂંદી વળો અને કાઠિયાવાડની ધરતીને ત્રાસ આપતા તત્ત્વોને જેર કરો. કાઠિયાવાડનો એકેએક જુવાન જે દિવસે અહીંથી કૂચ કરીને જૂનાગઢ જવા નીકળશે તે દિવસે નવાબ મહોબ્બતખાનની છાતી ભાંગીને ભૂક્કો થઇ ગઇ હશે; તે દિવસે ગિરનારનો ખોળો પ્રફુલ્લ બનશે; તે દિવસે સોરઠની ધરતી લીલીછમ થઇ જશે.

શ્રી. શેઠે વેપારી વર્ગને સ્પષ્ટ કહ્યું હતું કે હિંદની આઝાદી બીજાના ભોગે આવી છે. પૂ. મહાત્માજી અને બીજા વીરો આઝાદીની લડાઇ લડતા હતા ત્યારે તમે અને હું સૌ સ્વાર્થમાં મશગુલ હતા. વેપાર ધંધામાં ડુબ્યા હતા પણ આજે કાઠિયાવાડ માટે–આપણી પોતાની ધરતી માટે–એવો સમય આવ્યો છે કે તમે તમારો ધંધો બંધ કરો, રોજગાર બંધ કરો, દુકાન બંધ કરો, બધું જ કામકાજ બંધ કરો અને સોરઠની ધરતી ઉપર તમારા લીલાં માથાંના તોરણો ચઢાવવા તમારી આરઝી હકૂમતના પ્રમુખની પાછળ ચાલી નીકળો.

કાઠિયાવાડ રાજકીય પરિષદના પ્રમુખ દરબાર શ્રી. ગોપાળદાસે આરઝી હકૂમતને પોતાના આશીર્વાદ આપ્યા. અને ઢસાના દરબાર તરીકે આરઝી હકૂમતને સત્તાવાર માન્ય જાહેર કરી. લોકોનો હર્ષ અને ઉત્સાહ વધે એવું આ યાદગાર વાતાવરણ હતું. એ વાતાવરણ વચ્ચે જ આરઝી હકુમતના પ્રધાનોએ એક પછી એક ઉભા થઇને પોતાના નામ સાથે ઉચ્ચારણ કર્યું કે :–

"હું ........પરમાત્માની સાક્ષીએ પ્રતિજ્ઞા કરૂં છું કે જૂનાગઢ રાજ્યને પાકિસ્તાનના હકૂમતમાંથી અને આપખુદ શાસનમાંથી મુક્ત કરી હિંદી સંઘના અવિભાજ્ય અંગ રૂપે પ્રજાકીય સરકાર સ્થાપવાના કાર્યમાં જીવનભર મારી તમામ શકિતથી પ્રયત્નો કરીશ અને જૂનાગઢ રાજયની પ્રજાના સ્વાતંત્ર્ય યુધ્ધમાં મારા સર્વસ્વનું બલિદાન આપતાં હું અચકાઇશ નહિ.

હું પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કરૂં છું કે જૂનાગઢ રાજ્ય ઉપરનો સાર્વભૌમ અધિકાર રાજયની પ્રજાનો જ છે એમ સ્વીકારીને સર્વકાળે એ અધિકાર પાસે હું મારૂં મસ્તક નમાવીશ અને જનતા-જનાર્દનની આજ્ઞાનું સદાસર્વદા પાલન કરીશ."

એ પ્રતિજ્ઞા લેનારાઓમાં 'વન્દેમાતરમ્' પત્રના તંત્રી અને કાઠિયાવાડ પ્રજામંડળના પ્રમુખ તરીકેની જવાબદારી છોડી જંગમાં ઝુકાવવાનો કૃતનિશ્ચય કરી આવેલા શ્રી૦ સામળદાસ ગાંધી હતા. રેશમ બજારના વેપારી, રાષ્ટ્રીય અને જાહેર જીવનની પ્રવૃત્તિમાં આગેવાની ભર્યો રસ લઇ રહેલા, ઘાટકોપરના અગ્રણી કાઠિયાવાડી શ્રી૦ દુર્લભજી કેશવજી ખેતાણી હતા. દવા બજારના વેપારી, સ્થાનિક કોન્ગ્રેસ

કાર્યકર અને કાઠિયાવાડ પ્રજા મંડળની કારોબારીનાં સભ્ય શ્રી૦ ભવાનીશંકર એ. ઓઝા હતા. મુંબઈ હાઈકોર્ટના એડવોકેટ, ૧૯૩૨ માં ધોલેરા સંગ્રામના સૈનિક બની ચૂકેલા, કેશોદના વતની શ્રી૦ નરેન્દ્ર પ્રાગજી નથવાણી હતા. આઝાદ હિન્દ ફોજમાં સુભાષ બાબુ સાથે કામ કરી આવેલા, લશ્કરી તાલીમ પામેલા, યુવાન મણીલાલ સુંદરજી દોશી હતા. બીજા પ્રધાન કાઠિયાવાડમાં હતા. બી. એ. એલ. એલ. બી. થયેલા, બાબરીઆવાડના મોટા જાગીરદાર અને જૂનાગઢ સામે બંડ પોકારનારાઓના અગ્રણી શ્રી૦ સુરગભાઈ કાળુભાઈ વરૂ કાઠિયાવાડમાંથી આરઝી હકૂમતની સાથે થઈ ગયા.

આરઝી હકૂમતની આ વિધિસરની સ્થાપના પછી પણ લડવાનું અને લડાઈને ટેકો આપવાનું કામ તો પ્રજાનું હતું. એ જ પ્રધાનો તો પ્રજાની મહત્ત્વાકાંક્ષાના પ્રતિક સમા હતા. પ્રજાએ ફકત બેસીને લડાઈ જોવાનું કે એનો અહેવાલ વાંચવાનું કામ નહોતું કરવાનું એ કારણે બીજી પ્રતિજ્ઞા જાહેર રીતે જૂનાગઢની પ્રજાએ આ રીતે લીધી:–

## પ્રજાએ આપેલી ખાત્રી

"અમે જૂનાગઢ રાજ્યના પ્રજાજનો પરમ કૃપાળુ પરમાત્માને નામે, અમે સ્થાપેલી આરઝી હકૂમતને નામે, સમગ્ર કાઠિયાવાડને નામે. મહાન હિંદી સંઘને નામે, પુણ્ય–પવિત્ર રાષ્ટ્રધ્વજને નામે, સ્વાતંત્ર્ય યુદ્ધમાં ખપી ગયેલા વિશ્વભરના શહિદોનું સ્મરણ કરીને પ્રતિજ્ઞા કરીએ છીએ કે જયાં સુધી જૂનાગઢ રાજ્ય પાકિસ્તાનની હકૂમતમાંથી અને આપખુદ શાસનમાંથી મુકત થઈ હિંદી સંઘનું અવિભાજ્ય અંગ અને નહિ ત્યાં સુધી અમે અમારૂં ધર્મયુદ્ધ ચાલુ રાખીશું. અને એ યુદ્ધમાં અમારી આરઝી હકૂમત જે બલિદાન માગશે તે હસતે મુખે આપ્યા કરીશું.

અમે પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કરીએ છીએ કે આજના આ ક્ષણથી અમારી સંપૂર્ણ વફાદારી આરઝી હકૂમત અને મહાન હિંદી સંઘ પ્રત્યેજ રહેશે. આ વફાદારીનું મૂલ્ય ચૂકવવા માટે અમારૂં સર્વસ્વ કુરબાન કરતાં અમે ડરીશુ નહિ."

છેલ્લો વારો આવ્યો કાઠિયાવાડની જનતાનો. માધવબાગની દિવાલોમાં પડઘા પાડીને કાઠિયાવાડીઓ બોલ્યા કે:–

"અમે સમગ્ર કાઠિયાવાડના પ્રજાજનો પરમાત્માની સાક્ષીએ પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કરીએ છીએ કે જૂનાગઢ રાજ્યની પ્રજાના સ્વતંત્ર્ય યુદ્ધમાં સર્વ પ્રકારે મદદ કરવામાં અને બલિદાન આપવામાં અમે પાછી પાની કરીશું નહિ. અમે શ્રદ્ધાપૂર્વક એ જાહેર કરીએ છીએ કે જૂનાગઢની પ્રજાનું સ્વાતંત્ર્ય યુદ્ધ એ સમગ્ર કાઠિયાવાડની પ્રજાનું યુદ્ધ છે. જૂનાગઢ રાજ્ય એ કાઠિયાવાડનું અને હિંદી સંઘનું અવિભાજ્ય અંગ છે. આ અંગનું છેદન કરવાના તમામ પ્રયત્નોનો અમારી સમગ્ર શકિતથી અમે સામનો કરીશું."

## ગાંધીજીના યાદગાર શબ્દો

આ રીતે સૌરાષ્ટ્રની પ્રજા એના આધુનિક ઇતિહાસમાં પહેલી વાર જંગ ખેલવા એક અવાજે પડકારી ઉઠી. સંજોગનો એવો સુંદર મેળ સધાયો કે આરઝી હકૂમત અને પ્રજાના આ કૃતનિશ્ચય પાછળ જાણે પોતાના આશીર્વાદ હોય એમ ગાંધીજી આગલા દિવસની દિલ્હીની પોતાની પ્રાર્થના સભામાં સ્વાભાવિક રીતે બીજી વાતો સાથે જૂનાગઢ વિષે બોલી ઉઠ્યા કે 'કાઠિયાવાડમાં વેરાવળનું બંદર છે. પણ એ બંદર જૂનાગઢનું છે. અને જૂનાગઢ તો પાકીસ્તાનમાં ભળી ગયું. મને સમજાતું નથી

**કે જૂનાગઢમાં પાકીસ્તાન કઇ રીતે બની શકે? જૂનાગઢમાં અને એની આજુબાજુના બધા રાજ્યોમાં મોટી બહુમતિ તો હિંદુ વસ્તીની છે. છતાં જૂનાગઢ પાકીસ્તાનમાં દાખલ થયું. આ તો ભારે ગજબની વાત કહેવાય. હિંદમાં ઠેર ઠેર આવું થઇ રહ્યું છે. જૂનાગઢમાંથી પાકિસ્તાન જવું જોઇએ.'**

ગાંધીજીના ઉલ્લેખે બાકી રહેલા કોઇ શંકાશીલના હૃદય પણ અજવાળી દીધા. તા. ૨૫-૯-૪૭ ને ગુરૂવારે જન્મેલી આરઝી હુકૂમતે શનિવારે મુંબઈથી વિદાય લીધી. માધવબાગના ઉત્સાહને ભૂલાવે એવો ઉત્સાહ મુંબઈ સેન્ટ્રલ ઉપર દેખાયો. આરઝી હુકૂમતનું પ્રધાન મંડળ ફુલહારથી લચી પડયું. કાઠીઆવાડ પ્રજામંડળના નવા પ્રમુખ અને આઝાદીના યુધ્ધોમાં સંચાલનના અનુભવી શ્રી. મોહનલાલ મહેતા (સોપાન) એ આ સમારંભ પાછળની યુદ્ધઘોષણાને તાજી કરી. શ્રી. અમૃતલાલ શેઠે આરઝી હકૂમતના વડા પ્રધાન શ્રી. સામળદાસને તલવાર ભેટ ધરી.

## ઠેરઠેર આરઝી હકૂમતનો સત્કાર

ઉત્સાહના ધોડાપુર વચ્ચેથી વિદાય થએલી આરઝી હકૂમતને રસ્તામાં અનેક સ્થળે ઉમળકાભેર વધાવી લેવામાં આવી. વીરમગામ, લખતર, વઢવાણ, મૂળી, થાન, વાંકાનેર, વગેરેનો સત્કાર ઝીલી, આરઝી હુકૂમતનું રાજકોટમાં આગમન થયું. ૨૦ હજારની મેદની સત્કાર માટે ઉમટી હતી. પ્રજા-ઉત્સાહ જોઇને બીજા રાજાઓ પણ કંપી ઉઠે એવા દ્રશ્યો જોવા મળ્યા. આખા કાઠીઆવાડની પ્રજામાં આરઝી હકૂમતના આગમનની વિજળીક અસર થઇ. રવિવારે રાત્રે રાજકોટમાં સભા મળી. કોટડા સાંગાણી, બાડવા, અને વાઘણીઆના દરબારોએ આરઝી હકૂમતને માન્ય રાખી

આરઝી હકૂમત રાજકોટ પહોંચી ત્યારે જૂનાગઢની અંદર તો એજ જુલ્મો, પ્રજાની સતામણી, રીબામણી અને સિંધીઓના તોફાનો તથા ગુંડાગીરી ચાલુ હતા. એ વખતનાં વાતાવરણને હું બેવડાવું એ કરતાં સાદુળ ભગતને ફરીવાર યાદ કરૂં તો બીલકુલ કંટાળો નહિં આવે. 'સોરઠની ધરતી પર પાકિસ્તાન' નામના 'ફૂલછાબ' માં પ્રગટ થએલા એક કાવ્યમાં એમણે કવિને સહજ એવા હસતાં – રડતાં દિલનો વેધક મર્મ વ્યક્ત કર્યો છે. આરઝી હકૂમતની ભૂમિકા, હીજરત અને જૂનાગઢના પાકિસ્તાનનું ચીત્ર એમાંથી તાદશ્ય થશે :—

સાદુળ ગ્યા'તા શહેરમાં રાખી બંધ મકાન;
આવ્યા ત્યાં તો ઘર મહીં પેઠું પાકિસ્તાન.
તાળાં તોડી ઓરડે, સિંધી વસ્યા ચાર;
ઘરવખરી ઊઠાવીને, ફેંકી ફળિયા બહાર.
સાદુળ કહે 'આ શું કરો ? લાગે મને નવાઇ;
વણમાગ્યા વણનોતર્યા, કયાંથી અવ્યા ભાઇ?
સિંધી બોલ્યા ચૂપ રહે, દીઠી છે આ છરી?
કાયદ કેરા કાયદા, અહીંયા વળ્યા ફરી.
મકાન મનગમતું મળ્યું, વસશું ધરી પ્રીત
દુનિયા દેખે આ નવી, રાજ કર્યાની રીત.

સાદુળ સમજ્યા સાન મહીં કે હવે રહ્યો નહિં આરો જી,
વીંટી લીધી ગોદડિયું ને હાથ ધર્યો એકતારો જી
ઊંચું જોયું આકાશ ભણી ને સમર્યા લક્ષ્મીના કંથ જી.
સામાન લઇને સંચર્યા પછી સ્ટેશન કેરે પંથ જી.
સ્ટેશને જઇને સાદુળ દેખે હૈયે રહી નહીં હામ જી,
માનવીનો મહા મેળો મળિયો, હાલ્યાં ગામના ગામ જી.
બાળબચ્ચાં નરનારી ઊભાં વરસાદે ભીંજાતાં જી,
ગઢ જૂનાની હદ છોડીને જ્યાં જવાય ત્યાં જાતાં જી.
કસ્ટમનો વીંઝાય કોરડો, કાઢે કડવાં વેણુ જી,
વાસણુ લૂંટે, કપડાં ઝૂંટે, કો'નું ન ચાલે કહેણુ જી.
સાદુળનો એકતારો ખેંચી તોડી લીધા તારજી.
એટલું ત્રાંબુયે કેમ જવા દે પકિસ્તાનની બહાર જી.
સાદુળ વિમાસે શા વિધે નિજ દેશ થયો પરદેશ જી,
વિશ્વાસે હાલતાં પગમાં જાણે વાગી પત્થર ઠેશ જી.

★ ★

ગાડીમાંથી ભગત જુએ, ગઢ સામો ગિરનાર.
વીંટાયો વાદળ થકી, રડી રહ્યો ચોધાર.
મોલ ઉભા ખેતર મહીં, નદીએ છલકે નીર.
ને પાછળ ડુંગર ઉભો, ગરવો થઇ ગંભીર
તજતાં વહાલી ભોમકા, ધરે ન હૈડું ધીર,
સાદૂળાની આંખથી ઊના ટપકયાં નીર.

★ ★

'ઉદાસ શાને ભગત આવડાં? નવીન ખબરો આપું,
આંખ લૂછીને જરા પ્રેમથી પઢી જુઓ આ છાપું.'
વાત સુણી છાપાંની સાદુળ ધરપત હૈયે ધારે,
મુંબઇમાંથી ચડયો સામળો સોરઠ કેરી વારે.
કલમ તણો એ ઇલમી જોદ્ધો બંદુક લેતો હાથ,
બુલંદ સાદે બાંગ પોકારે, ભીડે ભૂતાથી બાથ.
રાજકોટમાં પડી–છાવણી તંબુ અડીખમ તાણી,

સાદુળ કેરી છાતી ઊછળી વાત નવી એ જાણી.
બતાવવું સિંધીને સાચું સોરઠ કેરું પાણી.
બૂંડાથી તે ભાઇબંધી શું? થાય મલકની ધાણી.
નવાબ કેવા? દિવાન કેવા? દીસે પડ ભેળાતું,
ડોલે ગઢની દિવાલ જાણે પત્તાંની મ્હેલાતું.
સાદૂળ કહે, ઊભું થયું જે પાકિસ્તાની તૂત રે,
સોરઠની ધરતી મહીં ભંડારો એ ભૂત રે.

આરઝી હકૂમત નવાબને પદભ્રષ્ટ કરી, લોકશાહીની આણ વર્તાવવા રાજકોટ આવી તો ખરી પણ કેમ લડશે, શું કરશે એ પ્રશ્નો ચર્ચાવા લાગ્યા. સ્પષ્ટ જવાબ કોઇ પ્રગટ કરતું ન હતું. કારણ કે લડાઇ અંગે ઘણી ગુપ્તતા જાળવવાની હતી. કોઇ આરઝી હકૂમતની શકિત ઉપર મશ્કરીનું હાસ્ય કરતા હતા. કોઇ એના કાયદેસરપણા વિષે શંકાઓ કરતા હતા. કોઇ એના હિંસક પગલાંની ચિંતામાં હતા. એ કશાની પરવા કર્યા વગર આરઝી હકૂમતે પોતાનું તંત્ર સ્થિર કરવા બીજે જ દિવસથી કાર્ય આરંભી દીધું જુદા જુદા દફતરોની વહેંચણી થઇ.

## આરઝી હકૂમતના દફતરોની વહેંચણી

શ્રી૦ સામળદાસ ગાંધીએ વડા પ્રધાન અને પરદેશો સાથેના સંબંધોનું દફતર સંભાળ્યું.

શ્રી૦ દુર્લભજી ખેતાણીએ નાયબ વડા પ્રધાનનું તેમજ વ્યાપાર અને નાણાંકીય ખાતાનું દફતર સંભાળ્યું.

શ્રી૦ નરેન્દ્ર નથવાણી કાયદા અને વ્યવસ્થા ખાતાના પ્રધાન નીમાયા.
શ્રી. ભવાનીશંકર ઓઝાએ નિરાશ્રિતોના સવાલો અંગેનું દફતર સંભાળી લીધું.
શ્રી. મણીલાલ દોશીનાં હાથમાં ગૃહખાતું મૂકાયું.
શ્રી. સુરગભાઇ વરૂ લશ્કરી પ્રધાન અને સૈન્ય વિભાગનું દફતર સંભાળવા નિયુક્ત થયા.

આ ૭ પ્રધાનોને મદદ કરવા સહકાર સમિતિ તૈયાર થઇ. તેમાં શ્રી દરબાર સાહેબ, શ્રી રસિકલાલ પરીખ, શ્રી રતુભાઇ અદાણી, શ્રી જેઠાલાલ જોષી. શ્રી મોહનલાલ મહેતા, શ્રી ચીમનલાલ ચકુભાઇ શાહ. અને શ્રી ગોકુળભાઇ ગગલાણીને લેવાયા.

એકશન કમિટિ માટે શ્રી સામળદાસ ગાંધી. શ્રી રસિકલાલ પરીખ, રતુભાઇ અદાણી. અને શ્રી ગોકળદાસ ગગલાણી નક્કી થયાં.

# લશ્કરી દળોની તૈયારી

**લશ્કરી દળોની રચના** માટે ઝડપભેર કાર્ય આરંભાયું. ફ્રોળમાં થોડીક તાલીમ પામેલા અને અધૂરી તાલીમ મૂકીને જૂનાગઢની આસપાસ ગોઠવાઇ ગયેલા જુવાનો જૂનાગઢના પાકિસ્તાન સામે કોઇ પણ હીસાબે લડી લેવા થનગનતા હતા: સંરક્ષણ સમિતિની આજ્ઞાનુસાર તેઓ થાણાં સંભાળી બેઠાં હતાં પણ લડાઇનું નિમંત્રણ એમને વધુ પ્રિય હતું. આરઝી હકૂમતની રચના પછી સંરક્ષણ સમિતિ નું કામ પુરૂં થયું હતું. સંરક્ષણ સમિતિએ આરઝી હકૂમત સાથે મળી જઇને સરનશીનને પોતાની સેવાઓ અર્પણ કરી. જોતજોતામાં થોડાક ચુનંદા જુવાનોથી આરઝી હકૂમતનું લશ્કરી દળ રચાઇ ગયું. આ નવા લશ્કરી દળને આઝાદ જૂનાગઢ ફોજનું નામ અપાયું. પણ પ્રજાએ એ લાંબું નામ જતું કરી આ ફોજને 'લોકસેના' તરીકે સંબોધી.

સેનાનીઓએ પોતાની જવાબદારી વિના વિલંબે સંભાળી લીધી. શ્રી. રતુભાઇના હાથમાં સરસેનાપતિ તરીકેનું સુકાન સોંપાયું. લડાઇની તૈયારીને બે ભાગમાં વહેંચી નાખવામાં આવી. એક તો બહારથી હુમલો લઇ જવા માટે કાઠિયાવાડી જુવાનોને લશ્કરી તાલીમ આપી તૈયાર કરવા અને બીજું જૂનાગઢની અંદરની લડાયક ખમીર ધરાવતી પ્રજા જેવીકે મેર, કારડીયા રજપુત, મૈયા, હાટી વગેરે કોમોને બળવા માટે તૈયાર કરી અંદરની આખી વ્યવસ્થા ગુપ્તપણે ઉભી કરવી. એ માટે શ્રી. ગોકુળદાસ ગગલાણીએ લોક સંપર્ક અને જાગૃતિનું કામ આરંભ્યું. શ્રી. સનતકુમાર મહેતા અને શશીકાન્ત ભટ્ટ લડાયક પ્રવૃત્તિને વ્યવસ્થીત કરવામાં પરોવાઇ ગયા. શ્રી. રસિકલાલ પરીખ લશ્કરી સરંજામમાં લાગી ગયા. શ્રી. માર્કન્ડરાય દેસાઇએ શસ્ત્રાગાર સંભાળ્યું.

જુદી જુદી સેનાઓ પણ તૈયાર કરવામાં આવી. કેપ્ટન બાલમસિંહ અને બલવંતસિંહજીની આગેવાની નીચે સૌરાષ્ટ્ર સેના ખડી થઇ. યુધ્ધની તાલીમ પામેલા સૈનિકોની ગિરનાર સેના તૈયાર થઇ. દળપતિ શ્રી. ગુણવંતરાય પુરોહિતની સરદારી નીચે સુભાષદળ રચાયું. શ્રી. જશુભાઇ મહેતાની સરદારી નીચે આઝાદદળ, શ્રી. રણજીતસિંહની આગેવાની નીચે લીંબડાદળ. શ્રી. રામભાઇ મેરની સરદારી નીચે કુતિયાણાદળ. એમ વખત જતાં આરઝી હકૂમત એક સંપૂર્ણ લશ્કરી સત્તા બની ગયેલી. શ્રી. ગજાનંદ પુરોહિત, શ્રી. સૂર્યકાન્ત કોઠારી, શ્રી. ગભરૂભાઇ, મહંત શ્રી. વિજયદાસજી જેવા બહાદુરોએ મોરચાઓ ઉપર વીરત્વ ભર્યું કામ કર્યું. શ્રી. કાન્તિભાઇ, શ્રી. દુર્લભજી નાગરેચા, શ્રી. ભારથીભાઇ, શ્રી. જીવાભાઇ જેવા જૂનાગઢની ધરતીના ભોમિયાઓ અને ચુનંદા કાર્યકરોએ આરઝી હકૂમતના લશ્કર માટે જાસૂસીનું મહત્વનું કામ સંભાળ્યું.

કચેરીની વ્યવસ્થામાં અને હિસાબી કામમાં શ્રી. ચીમનભાઇ શાહ. બાલુભાઇ વૈદ્ય, જન્મશંકર અંતાણી અને મનસુખલાલ કોઠારી લાગી ગયા.

## 'જૂનાગઢ હાઉસ'નો કબજો

આ બધી વ્યવસ્થા અને સેનાઓને તૈયાર થતાં થોડો સમય લાગ્યો. દરમ્યાન આરઝી હકૂમતના આગમન પછી ત્રીજે દિવસે જ રાજકોટ સદરમાં આવેલા જૂનાગઢના આલીશાન ઉતારા (જૂનાગઢ હાઉસ) નો તા૦ ૩૦-૯-૪૭ ના બપોરના ૩ વાગે લોકસેનાની પહેલી ટુકડીએ રતુભાઇની સરદારી હેઠળ કબજો લીધો. આજે એ પછીના બીજા મોરચાઓને હિસાબે આ વાત તદ્દન સરળ લાગે છે પણ તે દિવસે જૂનાગઢનો ઉતારો કબજે કરવામાં ઘણા જોખમોનો ભય હતો. જુવાનો એ ભયની પરવા વગર ઉતારા ઉપર ધાડ લઇ ગયેલા. અંદર રહેલા નવાબના નોકરો તાબે થયા. ઉતારામાં આરઝી હકૂમતની કચેરી ખુલી. પ્રજા ઉપર આ પગલાંની સરસ અસર થઈ. આરઝી હકૂમતના નાયબ વડા પ્રધાન શ્રી. દુર્લભજી ખેતાણીએ નવાબના આ રાજકોટના મહેમાન ઉપર રાષ્ટ્રીય ઝંડો ફરકાવી, નવાબીને ખતમ કરવાનો નિર્ધાર મોટી મેદની સમક્ષ જાહેર કર્યો.

એ પછી પ્રધાનો વિવિધ પ્રવૃત્તિમાં લાગી ગયા. શ્રી. શામળદાસ ગાંધીએ કાઠિયાવાડના રાજવીઓના સક્રિય સહકાર માટે દાણો ચાંપી જોયો. જૂનાગઢ સામે ગરજેલા રાજવીઓ–ખાસ કરીને જામ સાહેબ–ધાર્યું હતું એવા વરસ્યા નહિ. આરઝી હકૂમતને પ્રજાએ જે રીતે સત્કારી એ જોઇને અન્ય રાજવીઓને પોતાના સિંહાસનો ખળભળતાં દેખાયાં. 'આરઝી હકૂમત' શબ્દ ભૂતની જેમ તેમને સ્વપ્નમાં પણ સતાવવા લાગ્યો. 'મારા રાજ્યમાં આવું બને તો?' એની કલ્પના જ રાજવીઓને વ્યાકુળ બનાવી દેતી હતી. એટલે તેઓએ છૂટથી જેમ આરઝી હકૂમતને સાથ ન આપ્યો તેમ એના માર્ગમાં ડખલ પણ ન કરી. ભાવનગરના દિવાન પટ્ટણીએ કુંડલા મુકામે કરેલા અડપલાને બાદ કરીએ તો આરઝી હકૂમતના દળો માટે કાઠિયાવાડની ભૂમિમાં અવરજવર કરવાની આઝાદી હતી.

### લોકસેનાના બળની જમાવટ

કાઠિયાવાડના જુવાનો લોકસેનામાં ભરતી થવા લાગ્યા. એમને શસ્ત્ર વાપરવાની પ્રાથમિક તાલીમ અપાવા લાગી. કડક નાકાબંધી, ઝનૂની પોલીસોનો પહેરો અને મોટા જાસૂસીખાતાને ભેદીને લોકસેનાના સૈનિકો જૂનાગઢના પ્રદેશોમાં ફરવા લાગ્યા. જૂનાગઢનો શ્રીમંત વર્ગ દરેક સ્થળેથી હિજરત કરી ગયો હતો. પણ પ્રજાનો એક મોટો ખેડૂત, કારીગરનો વર્ગ હજી વસી રહ્યો હતો. એ વર્ગના મોવડીઓ સાથે સંપર્ક સાધવામાં આવ્યો. ભાગવા વાળા ભાગી ગયા પછી બાકી રહેલાઓમાં લડાયક ખમીર દેખાઇ આવતું હતું. તેઓ વર્ષોથી લડવાનું ભૂલી ગયેલા અને નવાબના કોમીવાદી, અન્યાયી તંત્ર હેઠળ ખૂબ કચડાયા હતા. લોકસેનાના સૈનિકોએ એમને જગાડયા. આવી રહેલી ક્રાન્તિની વાત કરી. આશ્ચર્ય થાય, જાદુ જેવું લાગે છતાં સાચેસાચ બન્યું એવું કે જૂનાગઢના આ લોકો હાથમાં આવે એ હથિયાર લઇને લડવા માટે તૈયાર થઇ ગયા. 'અમને બોલાવજો' એવા કહેણ ઠેરઠેરથી આવવા લાગ્યા. પ્રજામાં તાકાત નથી, પ્રજા નવાબી સામે લડી શકે નહિ એવી ભ્રમણા ભાંગી ગઇ.

શ્રી. માલદેવ રાણા અને રામભાઇ જેવા મહેર આગેવાનો નવાબીને ખતમ કરવાનો ક્રાંતિ સંદેશ લઇને ઘૂમવા લાગ્યા. જૂનાગઢની જગ્યામાંથી મહંત શ્રી વિજયદાસજીએ મહંતના વાઘા ઉતારી લોકસેનાના સૈનિકનો ગણવેશ પહેર્યો અને પોતાના વિશાળ અનુયાયી સમુદાયમાં લડાઇનો સંદેશ લઇને ઘૂમવાનું શરૂ કરી દીધું. માળીઆમાં જશાભાઇ મારફત ૨૪ ગામના હાટી રજપૂતોને લડવા માટે તૈયાર કરવામાં આવ્યા. જશાભાઇ પાસેથી જૂનાગઢ રાજ્યે બધાજ હથિયારો રાઇફલો–જપ્ત કરી લીધેલા અને તેમને

રાજ્યની હદ છોડવાની મનાઇ કરાયેલી. પણ જશાભાઈ ત્યાંથી નીકળી બાજુમાં પોરબંદર તાબાના માધવપુર ગામે જઈને રહ્યા. સમયે આવ્યે બળવો કરવાની તૈયારી આદરેલી. કુલ્લે તેમની પાંસે ૭૦૦ થી ૭૫૦ હાટી રજપૂતો લડવા માટે તૈયાર હતા. માળીઆ મહાલ આખો કબજે કરી લેવાની સંપૂર્ણ તૈયારી જશાભાઇએ રાખેલી. જશાભાઈ પાંચ ગામના તાલુકદાર અને રજપુતોના આગેવાન હોવાથી સરસ રીતે જૂથ જમાવી શકયા. બીજા આગેવાનોએ કડીઆળી ડાંગવાળા કે બબ્બે કુહાડી રાખનારા ગ્રામ્યજનોની લોકસેનામાં ભરતી કરી. શેરગઢના વીરાભાઇએ મેયા રાજપુતોને તૈયાર રાખેલા. મેયા રજપુતોને અગાઉનું કનડા ડુંગર અંગે નવાબી સામે ઐતિહાસિક વેર હતું. તેઓ લડવા તલસતા હતા. સાધુ મોતીગરજીએ માળાના મણકાં એક બાજુ મૂકી હથિયાર ધારણ કરવાના નિશ્ચય સાથે વિસાવદાર મહાલમાં ધૂમવાનું શરૂ કર્યું. જ્યાં જ્યાં તેઓ ગયા ત્યાં ત્યાં 'સાબદા રહેજો'નો સંદેશો આપવા લાગ્યા. જૂનાગઢમાં મયારામજી મહારાજ પણ ઓછા ઉતરે એવા ન હતા. ઘણા દિવસ સુધી સાધુઓની ટીકા થઇ છે એનો જાણે જવાબ મળી રહ્યો હોય એમ આ જમાતે ક્રાન્તિની ચીનગારીઓ વેરી. કેશોદ, વંથળી, વેરાવળ જ્યાં જ્યાં લોકસેનાના ગુપ્તચરો જતા હતાં ત્યાંથી ખબર લાવતાં હતા કે આપણી સાથે જોડાવા માટે હજારોની સંખ્યામાં ભરતી થઇ રહી છે. પ્રજા આખી એક દિવસ બળવો કરીને નવાબી તંત્રને ઉથલાવી નાખે એવી શકયતા દેખાય છે.

આવા સમાચારોથી લશ્કરી છાવણીમાં ઉત્સાહનું મોજું ફરી વળ્યું. સશસ્ત્ર તૈયારીઓની સાથે સાથે સુયોજિત વિભાગો પડતા ગયા. સૌરાષ્ટ્રસેનામાં કાઠિયાવાડના જુવાનો અને જૂનાગઢના પ્રજાજનોને રાખવામાં આવ્યા. ગિરનારસેનામાં લશ્કરી તાલીમ પામેલાઓની ભરતી થયેલી. ગિનારસેનાનો ઉપયોગ ઓછામાં ઓછો અને છેલ્લી ઘડીએ કરવાનું નક્કી થયું હતું. કારણકે લોકોજ બળવો કરીને નવાબી તંત્રને ફેંકી દે એ વાતને વિશેષ મહત્ત્વ આપી લડવાની જવાબદારી લોકો ઉપર મૂકાઇ. છેલ્લી ઘડીએ મદદની જરૂર પડે તો તાલીમ પામેલા સૈનિકોએ મદદ કરવાની હતી. આવી યોજનાને કારણે જ જૂનાગઢના જંગને લોકક્રાન્તિનો જંગ કહી શકાય. પ્રદેશ લૂંટવા કે અધિકારો ભોગવવાની આ લડાઈ ન હતી.

## હિંદી સંઘની જાહેરાત

જૂનાગઢ આરઝી હકૂમત સ્થપાયા પછી લોકસેનાની પ્રવૃત્તિ આમ જોર પકડતી જતી હતી ત્યારે તા૦ ૫-૧૦-૪૭ ના રોજ હિંદ સરકારે જાહેર કર્યું કે જે સંજોગોમાં પાકિસ્તાન સાથે જૂનાગઢ રાજયનું જોડાણ થયું છે તે જોતાં આ જોડાણ સ્વીકારવાનો હિન્દ સરકાર ઇન્કાર કરે છે. તેમજ બાબરીઆવાડ અને માંગરોળ અંગેના પાકિસ્તાનના દાવાઓ સાથે હિંદ સરકાર બીલકુલ અસંમત છે. હિંદ સરકારની માન્યતા મુજબ બાબરીઆવાડ અને માંગરોળ બન્ને હિંદી સંઘ સાથે જોડાયેલા હોઇ ત્યાં જૂનાગઢનું લશ્કર રાખવું એ ગેરવ્યાજબી અને ઉશ્કેરનારૂં આક્રમક પગલું છે. કાઠિયાવાડના હિંદી સંઘમાં જોડાયેલાં રાજવીઓની વિનંતિથી રક્ષણ માટે હિંદ સરકારનું લશ્કર પોરબંદર ઉતરશે.

પણ પોતાના જીદ્દી સ્વભાવ અનુસાર પાકીસ્તાનની સરકારે તા૦ ૭-૧૦-૪૭ ના રોજ પોતાની યાદીમાં માણાવદર અને સરદારગઢ વગેરે ઉપરના પોતાના હકકોની 'કાયદેસર' વાતો કરી. જૂનાગઢ માટે મંત્રણા કરવી હોય તો બાંટવા સરદારગઢમાંથી લશ્કર ખેંચો એવી શરત રજુ કરી.

નવાબના હાજા ગગડી જાય એવું વાતાવરણ હોવા છતાં જનાબ ઝીણાની સરકાર લાકડાંની તલવાર સમણી થૂંક ઉડાડનાર નિવેદનો કર્યે જતી હતી. અને સરદાર વલ્લભભાઈનું કાબેલ રાજસ્થાની ખાનું ઓછું બોલીને સખત હાથે કામ લઈ રહ્યું હતું. કાઠિયાવાડમાં હિંદી સંરક્ષણ દળ રાખવાની નીતિ અનુસાર શાહી હિન્દી એન્જીનીયરો, શાહી હિન્દી સીગ્નલ ટૂકડી, અને સૈન્યનું તબીબી દળ ૧૭ મી આકટોબરે શાહી હિન્દી નૌકાદળના જહાજો સાથે જાફરાબાદને કિનારે ઉતર્યું.

લોકસેનાના યુધ્ધ મુત્સદ્દીઓ જૂનાગઢ રાજ્યનો નકશો પકડીને જૂનાગઢની ભૂમિ ઉપર આક્રમણ કરવાની તૈયારીમાં પરોવાયા હતા. લીમડાના દરબાર શ્રી રણજીતસિંહજી પોતાના ગરાસિયાની ટુકડી લઈને લોકસેનામાં જોડાઈ ગયા હતા. દશેરાને દિવસે (તા. ૨૪-૧૦-૪૭) 'સિમા ઉલંઘન' કરી નવી ક્ષાત્ર વિધિ સાથે ઇતિહાસ સર્જવા શ્રી. રતુભાઈની આગેવાની હેઠળ ભેંસાણ મહાલનું જૂનાગઢ તાબાનું અમરાપુર અને આસપાસનો પ્રદેશ લેવાનું નક્કી થયું. અને આરઝી હકૂમતના સરનશીને લોકસૈના અને એના સેનાપતિને ભારે હૈયે રાજકોટમાંથી વિદાય આપી.

# અમરાપુર કબજે કર્યું




**આ**સો શુદી નોમનો ચંદ્રમા શીતળ ચાંદની રેલાવી રહ્યો હતો. એ વખતે રાજકોટ - અમરેલીના રસ્તાની સડક ઉપર આવેલ કુંકાવાવ ગામની તેલની મીલના કમ્પાઉન્ડમાં કાઠિયાવાડની પ્રથમ લોક-સેના યુદ્ધે ચડવાની તૈયારીમાં પરોવાઇ હતી. નિરભ્ર આકાશ હેઠળ અવરજવર કરી રહેલ એ માનવવૃંદ સાચે જ લોક-સેનાની પ્રતીતિ કરાવતું હતું. કાઠિયાવાડને પાકિસ્તાનના જડબામાંથી ઉગારી લેવા અભ્યાસ છોડીને આવેલ વિદ્યાર્થીઓ, ગ્રામસેવકો, પ્રજામંડળના દફતર સંભાળનારાઓ અને અહિંસક ચર્માલયોના સંચાલકો આ લોકસેનામાં હતા. લોકોને રંજાડી લૂંટફાટ કરવાનો ધંધો જેમનો હતો, એવાં બહારવટીઆઓએ જૂનાગઢ સામેના જંગમાં સામેલ થવાની તત્પરતા દાખવી હતી. કોમીવાદનો ભોગ બનેલા જૂનાગઢના હિંદુ પોલીસોએ પણ લોકસેનાની સફળતા માટે ભાગ લેવાની તૈયારી બતાવી. નેતાજી સુભાષ બોઝની પ્રેરણા હેઠળ હિંદની આઝાદી માટે લડેલ આઝાદ હિંદ ફોજના સૈનિક પણ અહીં હાજર હતાં. ૧૯૪૨ની લોકક્રાન્તિમાં અગત્યના અને સાહસિક કાર્યો કરી, સરકારને હાથતાલી આપી જેલમાંથી ભાગી છૂટનારા યુવાનો અહીં હતા. એ બધાંના સરદાર તરીકે સત્તર વર્ષ થયા, કાઠિયાવાડની સેવામાં જીવન અર્પી રહેલાં, પ્રત્યેક પ્રજાકાર્ય અને રાષ્ટ્રીય સંગ્રામમાં મોખરે રહી ઝૂઝનાર તેમજ વિવિધ વિચારશ્રેણી અને સ્વભાવના યુવાનોને એક સૂત્રે સાંકળી પ્રાંતની સેવામાં પરોવનાર શ્રી રતુભાઈ અદાણી હતાં.

રાતના બે વાગ્યે કુંકાવાવ આવેલ આ કાફલા પાસે છેલ્લામાં છેલ્લી ઢબની નવીનકોર કીમતી મોટરગાડીથી માંડીને ભાડૂતી ટેક્ષીઓ સહીતના વાહનો હતાં. મિલના વિશાળ ચોકમાં વાહનો ગોઠવાયા. રણયોદ્ધાને રક્ષવાને ઇરાદે ચંદ્ર ધીમે ધીમે અસ્ત થઇને અંધકારનો સાળુ

બોલાવી ગયો હતો. કારખાનાંની એક નાનકડી પરસાળ શસ્ત્રાગારમાં ફેરવાઇ ગઇ. બંદુકોની હાર આ પરસાળમાં લાગી ગઇ. કેપ્ટન બાલમસિંહ પ્રત્યેક સૈનિકને પચાસ પચાસ કારતુસ વહેંચી રહ્યા હતા.

હથિયારો વહેંચાઈ ગયાં. ગણવેશ અપાઈ ગયા. ટુકડીઓ નક્કી થઇ. ચાર કલાકની એ ધમધમતી પ્રવૃતિ પછી લોકસેનાના સૈનિકો અમરાપુરના વિજય યાત્રા માટે વાહનોમાં ગોઠવાઇ ગયા. સરદારે આ બધા સૈનિકોની બંદુકની છેલ્લી પરીક્ષા લઇ લીધી.

વિજયા દશમાનો દિવસ હિંદમાં સેંકડો વર્ષથી વિજય પ્રસ્થાનનો દિવસ મનાયો છે. આજ સુધી આ પ્રસ્થાનો રાજાઓના વિજય માટે થતાં હતાં. કોઇકવાર એક પ્રજા બીજી પ્રજા સામે વિજય-પ્રસ્થાન કરતી. પરંતુ આજનું વિજય પ્રસ્થાન તો ગુલામી સામે મુકિત માટેનું હતું; માભોમને વિદેશી આક્રમણમાંથી બચાવી લેવા થતું હતું.

## શ્રી વીરચંદ શેઠનું થાણું

નાનકડા કુંકાવાવની વસ્તીએ આ વિજય પ્રસ્થાન નિહાળવા જાગરણ કર્યું. મુંબઈથી આવેલા શ્રી વીરચંદ શેઠ તથા આ પ્રદેશના માનવી અને ઇંચેઇંચ ભૂમિના જાણકાર શ્રી દુર્લભજી નાગરેચાએ અહીં ૯ મી સપ્ટેંબરે થાણું નાખેલું ત્યારે તેમને કલ્પના પણ નહીં હોય કે પોતાનું થાણું પ્રથમ ઐતિહાસિક આક્રમણના મથક તરીકેનું માન ખાટી જશે. બધાની નજર બાબરીયાવાડ ઉપર હતી. એ પહેલું સળગશે એમ સૌ માનતા હતા. પણ કુંકાવાવે મશાલ ચેતાવી.

લોકસેનાને અમરાપુર માટે વિદાય આપવા થાણાના સ્થાપક શ્રી વીરચંદ શેઠ ઉપરાંત જૂનાગઢની જનતાનું આંતરિક સંગઠ્ઠન કરી તેને ક્રાંતિ માટે તૈયાર કરનાર શ્રી ગોકળદાસ ગગલાણી, આરઝી હકૂમતના યુવાન પ્રધાનો શ્રી સુરગભાઇ વરૂ અને શ્રી નરેન્દ્ર નથવાણી, કાઠિયાવાડ રાજકીય પરિષદના મંત્રી શ્રી રસિકલાલ પરીખ અને મુંબઇના કાઠિયાવાડ પ્રજામંડળના પ્રમુખ શ્રી મોહનલાલ 'સોપાન' હાજર હતા.

અમરાપુર જઇ રહેલી લોકસેનાને પહેલો સામનો આ પ્રદેશના વિકટ રસ્તાનો કરવાનો હતો. ચોમાસું તુરતમાં જ વીતેલું હતું અને વધુમાં બે દિવસ પહેલાંજ તાજો વરસાદ પડયો હતો. રસ્તાઓની સ્થિતિ ખૂબ ખરાબ હતી. નાની મોટર અને મોટી લોરીઓ આ રસ્તા ઉપર ચાલતાં ખૂંચી જતી હતી. કુંકાવાવ અને અમરાપુર વચ્ચે ૫ માઇલનો રસ્તો હતો. પણ એ કાપતાં પૂરા બે કલાક થયા. સવારે ૭ વાગે લોકસેના અમરાપુર પહોંચી. ગામથી થોડે દૂર સૈનિકો ઉતરી ગયા. છેલ્લી સૂચનાઓ અપાઇ ગઇ. એકદમ જુદી જુદી દિશાએથી ગામને ઘેરી લેવા ટુકડીઓ રવાના થઇ. ગામની અંદર નવાબી પોલીસ ખાતાનાં બારેક માણસો હતા. જમાદાર પોતાના ઘરમાં હતો. બાકીના સૌ એક જ જગ્યાએ સૂતા હતા. ચપળતાથી પહોંચી ગયેલા સૈનિકોએ સૂતેલા પોલીસોને ઘેરી લીધા. બંદુકની અણી બતાવી તેમને તાબે કર્યા. તેમના હથિયારોનો કબજો લીધો. ગામમાંથી કોઇ માણસો ભાગી છૂટવા પ્રયાસ કરતા દેખાયા. તેને અટકાવવા હવામાં ગોળીબાર થયા. એ પછી લોકસેના જમાદારને ઘરે પહોંચી. જમાદાર થોડી રકઝક પછી તાબે થઇ ગયો. સૌને કેદી બનાવી એક મકાનમાં પૂરવામાં આવ્યા.

મુકિતદાતા લોકસેનાનો ગામલોકોને પરિચય થઇ ગયો. લોક ઉમટયું. સભા થઇ. સરસેનાપતિ રતુભાઇએ ટૂંક પ્રવચન કરી પરિસ્થિતિ સમજાવી. લોકોએ આરઝી હકૂમતને વફાદાર રહેવાનો કોલ

આવ્યો. એક ગાડી ઉપરથી નાનકડો ધ્વજ કાઢી, લાકડી સાથે બાંધી, ધ્વજવંદન કરવામાં આવ્યું. જૂનાગઢની નવાબી ભૂમિ ઉપર આ પહેલીજ વખત આઝાદ હિન્દનો રાષ્ટ્રધ્વજ સન્માનાયો.

અમરાપુરના વિજય પછી લોકસેનાએ ત્યાં પોતાનું થાણું મૂકયું. વઢવાણના જાણીતા સમાજવાદી કાર્યકર શ્રી૦ અનોપચંદ શાહને એ થાણાની જવાબદારી સોંપી, ૮-૧૦ સૈનિકની એક ટુકડી આપી, બાકીનાઓએ આગળ પ્રયાણ કર્યું. અમરાપુરથી લોકસેના બે ભાગમા વહેંચાઇ ગઇ અને જુદા જુદા ગામો કબજે કરવા ઉપડી ગઇ.

## અગિયાર ગામ કબજે કર્યા

બન્ને ટુકડીઓએ સાંજ સુધીમાં અગિયાર ગામનો કબજો લીધો. એમાં નાનાવાઘણીયા (બાદલપર)માં ત્યાંના ચોકીદારોએ ગોળીબાર કરી સામનો કરવા પ્રયાસ કર્યો પણ તેને પકડી લેવામાં આવ્યા. તોરી ગામનો એક મુસ્લીમ ઢાઢી થોડાક ગોળીબાર કરી બંદૂક સહિત ભાગી છૂટયો. ને પાછળથી શરણે આવ્યો.

બપોર પછીના હુમલાઓમાં વાઘણીઆના દરબાર શ્રી૦ અમરાવાળાએ પણ ભાગ લીધો. તેમને, તેમની વિશિષ્ટ પરિસ્થિતિને કારણે આ લડાઇમાં ભાગ ન લેવાની સલાહ આપવામાં આવેલી. પરંતુ તેમનો ક્ષત્રિય સ્વભાવ એમને ઝંપવા દે તેમ ન હતું. 'ભીડ પડે રજપૂત છૂપે નહિં' એમ તેઓ બપોર પછીના હુમલાઓમાં લોકસેનાની સાથે રહયા.

દરબાર શ્રી૦ અમરાવાળા પોતેજ એક લોકસેનાના થાણાંની ગરજ સારતા હતા. આસપાસના પ્રદેશોની તપાસ માટે તેમના ભોમિયાઓ મદદગાર થતાં. કયાંક બંદૂકનો અવાજ થાય તો પોતે કે પોતાના માણસો ઘોડા ઉપર ચડી દોટ મૂકતા. દુશ્મનની પ્રવૃત્તિને ખાળવા એમની જાગૃતિ અને ચિંતા અજબ હતા.

ગામડાં જીતવા નીકળેલી ટુકડીઓ સુખડી અને ગાંઠીઆ ખાઇને આગળ વધતી હતી. તેમને ચા પીવાની પણ ફૂરસદ ન હતી. કર્તવ્ય બજાવ્યાનો આત્મસંતોષ અને વિજયના આનંદ પાસે વ્યસનો ભૂલાઇ ગયેલા. બાલમસિંહ, જસુભાઇ, ગુણવંતભાઇ અને રણજીતસિંહની ટુકડીઓ ગામડાં કબજે કરવા હરીફાઇ કરી રહી હતી. એક સ્થળે પસાયતો બંદૂક ઉપાડીને તાકવા જતો હતો ત્યાંજ બીજો માર્ગ ન રહેતા જસુભાઇએ છલંગ મારી બંદૂક સહીત એ પસાયતાને ભોં ભેગો કરી દીધો.

દેવગામમાં ૧૫૦ જેટલા ડફેરો પડયા હતાં. મુસલમાનની વસ્તી ૨૫૦ માણસની હતી. નવાબના ભાયાતો એમાં વસતા હતાં. એમની પાસે શસ્ત્રોનો મોટો જથો હતો. સામનો થવાની મોટી શકયતા હતી. પણ વગર સામનાએ દેવગામ લોકસેનાના હાથમાં પડયું. એક ગામમાં પટેલે પોતાના ઘરમાંથી ગોળીબાર કર્યા એટલે એને ગોળીબારથી જવાબ આપી હાથ કરાયો. આમ કયાંક સામનો થયો, કયાંક નવાબના નોકરો સામેથીજ આરઝી હકૂમતનું શરણુ સ્વીકારી શસ્ત્ર સોંપી, કેદી બની જવાનું પસંદ કરતા હતા.

પહેલે દિવસે લોકસેનાએ અમરાપુર ઉપરાંત ૧૦ ગામોનો કબજો કરી, આરઝી હકૂમતની સત્તા સ્થાપી. કબજે કરાયલા ગામોમાં આરઝી હકૂમતનો ઢંઢેરો પીટાયો કે:-

## આરઝી હકૂમતનો ઢંઢેરો.

(૧) આ ગામોમાં નવાબ મહોબતખાનનાં અમલનો અંત આવેછે. પ્રજાએ આરઝી હકૂમતના હુકમનું પાલન કરવાનું છે.

(૨) પ્રજાજનોએ પોતાના શસ્ત્રો આરઝી હકૂમતના અધીકારીઓને શરણે ધરી દેવા. કરવેરા, મહેસૂલ વગેરેનું ભરણું આરઝી હકૂમતને કરવું. નવાબ કે તેના કોઇ માણસના સહકારને રાજદ્રોહ ગણવામાં આવશે.

(૩) આરઝી હકૂમત પ્રત્યે વફાદારી દાખવનાર અને શાન્તિપૂર્વક રહેવા ઇચ્છનાર દરેક પ્રજાજનને કોઇ પણ જાતના ભેદભાવ વગર રક્ષણ મળશે.

સાંજ પડવા આવી. સૂર્ય ઝડપભેર પશ્ચિમ તરફ પ્રયાણ કરી રહ્યો હતો. ટુકડીઓ કુંકાવાવની છાવણીમાં આવી રહી હતી. આખો દિવસ નિર્જન બનેલ ચોગાન રાત્રે ગાજતું થઈ ગયું. આજે ઉગેલો ચંદ્ર નવા દૃશ્ય ઉપર અજાયબી પ્રગટ કરી રહ્યો હતો. જુદી જુદી દિશામાંથી મોટરો પાછી ફરી હતી. કબજે કરેલાં ગામોમાં સૈનિકોને મૂકી આવેલી મોટરો ત્યાંના કેદી તરીકે પકડાયેલા માણસોને લઇ આવી હતી. આ કેદીઓમાં સીંધીઓ, મકરાણીઓ અને પોલીસખાતાંનાં અન્ય માણસો ઉપરાંત ખીજડીઆના બાબીવંશના વૃદ્ધ દરબાર અને તેનો દિકરો પણ હતા. એ સૌને પણ સૈનિકો સાથે ભોજન કરાવી અમરાપુર મોકલી દેવામાં આવ્યા.

આરામ વગર સતત કામગીરી બજાવીને દિવસભર તડકામાં ઘૂમેલા સૈનિકો શાક પૂરી ખાઇને બિસ્ત્રામાં પડયા ત્યારે છાવણીની અંદર પડેલાં ભેજાં બીજા દિવસની તૈયારીમાં ગૂંથાઇને મોડી રાતે બત્તી બાળી રહ્યા હતા. લોકસેનાનું શરીર ઉંઘતુ હતું. એનો પ્રાણ નવી વ્યવસ્થામાં પરોવાયો હતો. છાવણીને રાત દિવસનો ભેદ કંઇ હતો જ નહિ.

લશ્કરમાં ભલે એવો નિયમ હોય કે એક દિવસની લડાઇ પછી બીજે દિવસે આરામ મળે. લોકસેનાના ઉત્સાહી યુવાનોએ આરામની જરૂર પીછાણી નહોતી. વહેલી સવારે તૈયાર થઇ તેઓ નવા ગામડાં સર કરવા નીકળી પડયા.

સૈનિકો પાસે આધુનિક યુધ્ધમાં જરૂરી એવા કોઇ સાધનો હતા નહિ. બીનતારી સંદેશાનું યંત્ર (વાયરલેસ સેટ) એ આજની લડાઇમાં એક અગત્યનું શસ્ત્ર ગણાય છે. આવા બે યંત્રો મુંબઇના સજ્જને આરઝી હકૂમતને ભેટ ધરેલા. એ યંત્ર હજી યુધ્ધના મેદાન સુધી પહોંચ્યા ન હતા. એટલે ગામડાંઓ સર કરવા ઉપડનારી ટુકડીઓ જ્યાં સુધી છાવણીમાં પાછી ન ફરે ત્યાં સુધી એના વિષે કંઇ જ સમાચાર મળવાનું અશકય બની જતું.

### ચિંતાનો પ્રસંગ

કુંકાવાવથી બપોરના બાર વાગે ઉપડેલી ટુકડી સાંજે છ વાગે પછી ફરવાની હતી. પણ સાત સાડા સાત અને આઠ વાગ્યા છતાં કંઈ વાવડ મળ્યા નહિ. છાવણીના કાર્યકરો અને ગામલોકોને ચિંતા વધવા લાગી. કુકાવાવના ફોજદારે આવીને કહ્યું "તપાસ કરવા માણસો મોકલું?" પરંતુ એ માણસો કઇ દિશામાં મોકલવા? કયાં મોકલવા? ટુકડીનો કાર્યક્રમ ગુપ્ત રાખવામાં આવ્યો હતો.

સૌ ચિંતામાં ડૂબ્યા. અનેક પ્રકારની અફવાઓ સંભળાતી હતી. રણઘેલૂડા પાછા ફરે ત્યારે જ જીવને નિરાંત થાય. ઘણાના મગજમાં સ્વ. મેઘાણીના એ કાવ્યનું રટણ ચાલતું હતું કે જેમાં એક ગામના યુદ્ધમાં ગયેલા બધાજ યુવાનો રણમેદાનમાં ખપી જાય છે. માત્ર એક જણ જીવતો રહે છે. અને પોતાના વીર સાથીઓ કઇ રીતે માતૃભૂમિની મુક્તિ માટે લડતાં લડતાં વીરગતીને પામ્યા તેની વાત કહેવા પાછો ફરે છે. મધરાત થઇ ગયા છતાં સમગ્ર ગામની પ્રજા પોતાના એ યુવાનોના સમાચાર સાંભળવા અશાંત જાગરણ કરતી હતી.

કુંકાવાવ માટે આવો સંદેશો સાંભળવાનો પ્રસંગ નહિ આવે ને? કઠણુ દિલ પણ કલ્પનાથી હલી ઉઠતું હતું. મોટરના પ્રકાશોએ અને બીજી અવરજવરે 'એ આવ્યા'ની આશાઓ આપી. પણ કોઇ દેખાતા ન હતા. છેવટે હુણુહુણુતા નેખારને બદલે ગાંડા મહનીયા જેવી એક જીપ રાતના દસ વાગે દરવાજે આવીનેઉભી. એમાંથી સર સેનાપતિ રતુભાઇ નીકળ્યા. તેમણે સંદેશો આપ્યો કે સૈનિકો ટુકડીઓમાં વહેંચાઇ જઇને ગામડાંઓ સર કરી રહ્યા છે. રાતે તોરી ગામે બધા એકઠાં થઇ, રાત ગાળી સવારે પાછા ફરવાના છે. આ સમાચાર પછી સૌ ઝંપીને પથારી તરફ વળ્યા.

રાતના પોણાબે થયા ત્યાં મોટરમાંથી દળપતિ શ્રી૦ ગુણવંતરાય અને એમની ટુકડી ઉતરી. નિદ્રાધીન રહેલા સૌ જાગી ઉઠયા. શ્રી૦ ગુણવંતરાયે સમાચાર આપ્યા કે મોટી હળિયાદમાં ધીંગાણું થયું અને સામસામી મારામારીમાં એક આગેવાન મરાણો અને તેના સાથીઓ ઘવાયા.

આ સમાચારથી આંખમાં ખટકી રહેલી ઉંઘ અદ્રશ્ય થઇ. ધીંગાણાના સમાચાર વિસ્તારથી સાંભળવા જેવા લાગ્યા.

મોટી હળિયાદમાં ભેંસાણનો મામદ નામનો એક સાંધો પસાયતો હતો. આગલે દિવસે તેને ખબર પડી કે લોકસેનાએ યુધ્ધ શરૂ કર્યું છે. એ ખબર પછી પોતે ગામમાં ભરી બંદૂક અને ખુલ્લી તલવાર સાથે ફરવા લાગ્યો. "બીજાઓ ભલે તાબે થયા. હું શરણે જઇશ નહિ. બે માણસના જાન લઇને મરીશ." આવી ગર્વોક્ત વાણીથી લોકોને એ ડરાવતો હતો

મામદે ગણતરી રાખી હતી કે આજે તેના ગામ પર લોકસેનાનું આક્રમણ આવવું જોઇએ. એથી પોતાને મદદગાર થાય એવા બીજા છ સાથીઓને પણ તેણે એકઠા કર્યા હતા. બકરી ઇદની ઉજવણી કરવા બકરાં, ઘેટાં કાપી મોટી ઉજાણી ગોઠવી હતી. રાતના નવેક વાગ્યા સુધી ગામમાં આંટાફેરા મારી, આજે કોઇ ન આવ્યું એમ માની, સૌ મોજથી જમવાની તૈયારી કરવા લાગ્યા. એકઠા થયેલા સાત માણસોમાં બે ચારણ અને એક આયર પણ હતા. દારૂ અને ગોઠની લાલચે તેઓ મામદા સાથે બેઠા હતા.

એક પછી એક ગામડાંઓ સર કરતી દળપતિ શ્રી૦ ગુણવંતરાયની ટુકડી મોટી હળિયાદ પહોંચી. ગામથી અર્ધો માઇલ દૂર ખટારાને ટાયરમાં પંક્ચર પડયું. એટલે ખટારો તૈયાર રાખવાની સૂચના કરી, વાહન છોડી આ ટુકડી પગપાળા હળિયાદ પહોંચી. ગામમાં જઇને પૂછપરછ કરતાં ખબર પડી કે નવાબી નોકરો અને બીજા તેના સાગ્રીતો મામદાના ઘરમાં જમવા એકઠા થયા છે. ટુકડીએ મામદાના ઘરને ઘેરી લીધું. 'હથિયાર છોડી શરણે આવો. બહાર નીકળો' એવી હાકલ દળપતિએ કરી.

ડઘાઇ ગયેલા માણસોએ પહેલાં તો શરણે થવાની હા પાડી દીધી. પણ પછી તરજ જ મકાનનું બારણું બંધ કરી ગોળીઓ છોડવાનું તેમણે શરૂ કર્યું. શ્રી ગુણવંતરાયની ટુકડી સમજી ગઇ કે આ લોકો દગો

રમે છે. એટલે સૈનિકો એકદમ વીખરાઈ જઈ મકાનોને ચારે બાજુ ઘેરી વળ્યા. સામસામે ગોળીબારની લડાઈ જામી.

એક ગોળી તો એકદમ શ્રી ગુણવંતરાયની પાસેથીજ પસાર થઈ ગઈ. જરામાં જ એ બચી ગયા. અંદર ભરાયેલાઓમાંથી એક જાણે છાપરું ફાડી, બહાર ડોકું કાઢી બંદૂક ચલાવવા જતો હતો પણ ચંદ્રના અજવાળામાં લોકસેનાના સૈનિકનું એ તરફ ધ્યાન જતાં જ બંદૂકની નળી તે તરફ ચાલી અને ડોકું અંદર છૂપાઈ ગયું. બહારની ગોળીઓ મકાનની અંદર જવા લાગી એટલે મામદાના સાથીદારો ગભરાયા. એકને ઈજા પણ થઈ. દારૂગોળો ખૂટયો હોય કે પછી હવે લડવામાં સાર નથી એમ ભાન થયું હોય—તેમણે શરણે થવાના અવાજ દીધા. ગોળીબાર બંધ થયા.

## પ્રજાને રંજાડનાર મામદો મરાયો

બારણું ઉઘડયું. મામદો સૌથી પહેલાં બહાર નીકળ્યો. શ્રી ગુણવંતરાય સાથે કંઈક જીભાજોડી કરતો તેમની તરફતે આગળ વધવા લાગ્યો. સહેજ વધુ આગળ ચાલતાં દેખાઈ આવ્યું કે એ શ્રી. ગુણવંતરાયની ઉપર બંદૂક છોડવાની હીલચાલ કરે છે. એકાએક તેના ઉપર બે ગોળી છૂટી. મામદો મરાયો. એના સાથીદાર એક ચારણને ઝપાઝપીમાં કાંડા ઉપર ગોળી વાગી. તે ગંભીર રીતે ઘવાયો સામનો બંધ થયો. ગામ તાબે થઈ ગયું પ્રજાએ લોકસેનાનું સ્વાગત કર્યું.

મામદાના મરણના સમાચાર પ્રસરતાં આખું ગામ આનંદમાં આવી ગયું. કારણ કે એ માણસ મોટો ગુંડો ગણાતો. ગામની સંખ્યાબંધ સ્ત્રીઓની તેણે આબરૂ લીધી હતી. કોઈ પણ માણસ તેની સામે અક્ષર બોલી ન શકે એવી તેની રાડ હતી. લોકોએ ઘેર ઘેરથી રોટલા લાવી સૈનિકોને જમવા આગ્રહ કર્યો. ચોકીદળની ગામમાં એકદમ રચના કરવામાં આવી. ૫૦૦ માણસની વસ્તીવાળા ગામમાંથી ૫૦ ઉપરાંત જુવાનો તેમાં જોડાઈ ગયા. ગામને નિર્ભયતા અને સ્વરક્ષણનો સંદેશ આપી. બારેક વાગે સૈનિકોએ ત્યાંથી વિદાય લીધી. સાથે પાંચ કેદીઓ તથા એક ઘાયલ માણસ હોવાથી કાર્યક્રમ મુજબ તોરી ન જતાં આ ટુકડી હળિયાદની પ્રજાના આશિર્વાદ સાથે કુંકાવાવ છાવણીમાં આવી.

આવા ધીંગાણાની વાત કરી, જમી, સૈનિકો ત્રણ વાગે પથારી ભેળાં થયા. અને એક ટુકડી કેદીઓને જમાડી તેમને અમરાપુરની જેલમાં મોકલી દેવા ઉપડી ગઈ.

# લોકસેના અને મુલ્કી વહીવટ

**લડાઇના એ દિવસ પૂરા થયા.** ઊંઘ અને થાકથી સૈનિકો કુંકાવાવની છાવણીમાં આરામ લેતા હતા, ત્યાં બાતમી આવી કે ભેંસાણમાં સંધી લોકોએ મોટી જમાવટ કરી છે. અને ૨૫૦ જેટલા હથિયારબંધ સંધીઓ અમરાપુર ઉપર કૂચ કરવાની તૈયારીમાં છે. તુરતજ સૌ તૈયાર થઇ ગયા વાઘણીઆ દરબારે વાઘણીઆના માર્ગ ઉપર જાપ્તો ગોઠવ્યો. એક ટુકડીએ કુંકાવાવના માર્ગને ઘેર્યો. બાકીના સૈનિકો અમરાપુર ધસી ગયા. ત્યાં જઇ ગામની ફરતા મકાનો અને વાડીઓમાં ગોઠવાઇ જઇ મોરચા બાંધી દીધા.

આ માત્ર અફવા છે કે હકીકત છે તેની તપાસ કરવી નકામી હતી. યુધ્ધમાં દરેક અફવાને પહોંચી વળવા જેટલી તાકાત રાખવી જોઇએ. સાંજે કર્યકરો અફવાને ચકાસતા હતા ત્યાં રાજકોટથી નાયબ વડા પ્રધાન શ્રી. દુર્લભજી ખેતાણીએ આવીને એવાજ ખબર આપ્યા કે સત્તાવાર મંડળો પણ માને છે કે નવાબના ૨૫૦ માણસો પ્રત્યાક્રમણની પેરવીમાં છે. સૌએ સામનાનો નિશ્ચય કરી લીધો હતો. દેવગામમાં એક ટુકડી મોકલી હતી તે એકલી ન પડી જાય અને અહીં મદદગાર થાય એવા વ્યૂહની દૃષ્ટિએ તેને પાછી બોલાવી લેવામાં આવી. શ્રી. ગોકળભાઇ, શ્રી. ગુણવંતરાય વગેરે અમરાપુરને મોરચે સૈનિકો તેમજ સાધનો સહીત ગોઠવાઇ ગયાં હતાં. ભેસાણથી આવનાર બધાજ જુદા જુદા માર્ગો ઉપર સીમમાં ચોકી મૂકાઇ ગઇ. અને આજુબાજુ સૌને સાવધાન કરવામાં આવ્યા કે દુશ્મનની ગંધ આવે કે તરતજ સંકેત મોકલવા.

એ રાત્રે કંઇ ન થયું. પણ લોકસેનાની તૈયારીનો બાહ્રે સુંદર ખ્યાલ આવી ગયો. સૈનિકો જ નહિ દરેક પ્રજાજન સહકાર માટે તત્પર રહીને ખડે પગે જાગરણ કરતા હતા. જાણે સૌરાષ્ટ્રની ભૂમિને એના સપુત સંત્રીઓ રક્ષી રહ્યા હોય એવું વાતાવરણ જામ્યું હતું. "નવાબના માણસો ભલે આવતા, ૫૦–૧૦૦ ઓછા થઇને જશે" એવો દૃઢ નિર્ધાર એકેએકના હોઠ ઉપર તરવરતો હતો. માથું મૂકીને કામ કરવું છે પછી ફફડાટ શાનો ?

સદ્ભાગ્યે એ રાત શાન્તિપૂર્વક વીતી ગઇ. સૌ પાંડલી કસોટીમાંથી સફળતાપૂર્વક બહાર નીકળ્યા.

## એ દિવસમાં ૨૧ ગામનો કબજો

૨૫ મી સપ્ટેમ્બરે મુંબઇમાં આરઝી હકૂમત સ્થપાઇ. ૨૪ મી ઓક્ટોબરે અમરાપુર ઉપર આક્રમણ કરાયું. અને બે દિવસમાં ૨૧ જેટલા નવાબી ગામ લેવાયા. હવેજ 'આરઝી હકૂમત' શબ્દને જીવંત કરવાનો હતો. જીતેલા ગામોમાંથી નવાબની સત્તાનો અંત આવ્યો હતો. અને એને સ્થાને મુલ્કી વહીવટ તરતજ ગોઠવાઇ જવો જોઇએ. દરેક ગામની વ્યવસ્થા બરાબર ચાલવી જોઇએ. લોકોની જરૂરિયાતો પૂરી પડવી જોઇએ. એમ ના થાય તો અંધાધૂધી ફેલાય. એટલે આ જીતાયેલા પ્રદેશની

વ્યવસ્થા માટે શ્રી૰ પ્રેમચંદ શાહે આરઝીહકૂમતના તંત્ર નિયામક તરીકે રીતસરનું કામ શરૂ કરી દીધું. અને કચેરી, દાદ ફરિયાદ, કરવેરા, વગેરેના પ્રશ્ન પણ હાથ ધરીને એક કુશળ વહીવટકર્તા તરીકેની આબરૂ વધારી દીધી.

સૈનિકોની એક રસાલા ટુકડી આ જીતાયેલા પ્રદેશનું સતત પરિભ્રમણ કરવા માટે નક્કી થઇ હતી. દરેક સૈનિક પાસે ઘોડાં અને શસ્ત્ર હતા. તેઓ સમૂહમાં જ ફરતા એટલે સંકટ સામે ટકી શકે. આ રસાલા ટુકડીથી લોકોને ઘણી રાહત થઇ ગઇ. એમના ઢોરઢાંખર અને સીમનાં મોલ સલામત રહેવા લાગ્યા, જે નવાબી તંત્ર હેઠળ કદિ સલામત રહેતા નહિ.

મોટી હળિયાદમાં આગલે દિવસે મરાયેલા મામદ સંધીના બે ભાઇઓએ ગામના લોકોને ખૂબ ધમકીઓ આપી. અને કોણે કોણે મદદ આપેલી? એવો પ્રશ્ન પૂછી લોકોની સતામણી શરૂ કરી દીધી. "અમે બરાબર બદલો લેવાના છીએ." એવું કહીને તે પોતાની ધાક જમાવી રહ્યા હતા. દરમ્યાન બે બેકુતાએ જઇને આ ખબર વાઘણીઆ મોકલી આપેલા. પણ આ ધમકીનું કામ ચાલતું હતું ત્યાંજ શ્રી. ગુણવંત રાયની ટુકડી અહીં 'રોન' મારવા આવી ચડી. સંધિઓને આની જાણ થતાંજ ઉભી પૂછડીએ નાઠા. બન્ને જણા ઘોડા ઉપર આવ્યા હતા. તે ઘોડા લેવા પણ રોકાયા નહિ. ગામમાંથી છટકી ગયા. સૈનિકોએ બે ઘોડાનો કબજો લીધો અને ગામ લોકોને હિંમત આપી આગળ પ્રયાણ કર્યું.

આરઝી હકૂમત હેઠળ કામ કરી રહેલી લોકસેના પાસે ત્રણ કામ હતા. (૧) કાઠિયાવાડના પ્રદેશ વચ્ચે ઘેરાયેલા ટાપુ જેવા નવાબી પ્રદેશ ઉપર પહેલો કબજો જમાવવો. (૨) કબજે થયેલા પ્રદેશનું લોકસેનાની લશ્કરી રાહબરી હેઠળ તંત્ર ચલાવવું (૩) અને નવા પ્રદેશ કબજે કરવાની તૈયારીઓ ચાલુ રાખતા રાખતા છેવટે જૂનાગઢ પણ એજ રીતે સર કરવું.

## ગાધકડા કબજે કરવાની તૈયારી

અમરાપુર પછી બીજો મોરચો ગાધકડાનો હતો. ગાધકડા કિલ્લેબંધીથી રક્ષાયેલું અને લશ્કરી દૃષ્ટિએ મહત્ત્વનું ગણાય એવું ગામ હતું. પણ અમરાપુરથી ઘણેજ દૂર આવેલું—લગભગ ૫૦ માઇલને અંતરે હતું. ત્યાં પહોંચતા વચ્ચે ગાયકવાડ અને ભાવનગર બે રાજ્યોની સરહદ આવતી હતી. એ હકીકત તો ઉઘાડી હતી કે કાઠિયાવાડના રાજ્યો આરઝી હકૂમતને મદદ કરે કે નહિ પણ પાકિસ્તાનના આક્રમણ સામે લડવા નીકળનાર આરઝી હકૂમતના માર્ગમાં કશો અવરોધ નહિ કરે. ગાધકડા જતાં પહેલાં ભાવનગર અને વડોદરાના સત્તાવાળાને આરઝી હકૂમત તરફથી પોતાના ઇરાદાની જાણ કરાવવામાં આવેલી.

અમરાપુરથી દળપતિ શ્રી જસુભાઈની આગેવાની નીચે બે ખટારા ગાધકડા તરફ જઇ રહ્યા હતા. અમરેલી નજીક એક ખટારો બગડી જતાં થોડું રોકાણ થયું. ત્યાં તો અમરેલીના મુસ્લીમ લીગવાળાઓએ કકળાટ કરી મૂકયો. ગાયકવાડના પ્રતિનિધિ સુબાને તેમજ પોલીસ અધિકારીને તેમણે ખબર પહોંચાડી ફરિયાદ કરી કે આ લોકો હથિયાર લઇ હલ્લો કરવા આવ્યા છે. એમની હાજરીથી કોમી લાગણી તંગ થઇ રહી છે. પણ લોકસેનાના ખટારા તો થોડીવારમાં જ એ હદ છોડી ગયેલા. ગાધકડા નજીકના જંગલમાં સૌને રાત ગાળવાની હતી. લોકસેનાના ચબરાક જાસૂસો અગાઉથી ગાધકડાની અંદરની બાતમી લેવા ઉપડી ચૂકયા હતા. વહેલી સવારે ગાધકડા ઉપર ત્રાટકવાનું હતું. આક્રમણની સરદારી દળપતિ શ્રી. જશુભાઇના હાથમા હતી. આરઝી હકૂમતના સૈન્યભરતી ખાતાંના પ્રધાન શ્રી. સુરગભાઇ વરૂ તેમના સાથીઓ સાથે આવી પહોંચ્યા હતા. આક્રમણની દોરવણી માટે સરસેનાપતિ શ્રી રતુભાઇ પણ પહોંચી ગયા હતા.

સવારના ૭ વાગે ગાધકડા ઉપર લોકસેનાનું કટક પહોંચ્યું. થોડીક ધમાલ થઈ પણ ખાસ પ્રતિકાર વગર ગામ કબજે થઈ ગયું. કેટલાક મુસ્લીમો હથિયાર સહીત નાસી છૂટ્યા. નવાબના નોકરોને, અને સિપાહીઓને કેદ કર્યાં. સામનો કરે એવો માણસ એક જ હતો–નુરમહમદ નામનો સંધી. તેણે લડવાની પૂરી તૈયારી રાખી હતી. ગામ છોડયું ન હતું. ભારે અલમસ્ત કાયાનો એ માણસ જોરાવર ગણાતો. આસપાસમાં એની ઘણી ધાક હતી. એ નુરમહમદ હજી પથારીમાં સૂતો હતો. જાગ્યો. ઓશિકેથી બંદુક ઉપાડે ત્યાં તો એનાથી વધુ તરવરાટવાળા શ્રી. રતુભાઈએ જઈને એના ઉપર ઝંલાંગ મારી. એને દબાવી દીધો. બીજાઓ ફરી વળ્યા. નુરમહમદ ઘેરાઈ ગયો. એના હથિયાર કબજે કરાયા. અને તેને કેદ કરવામાં આવ્યો.

લોકસેનાનું ખમીર અહીં જ દેખાઈ આવે છે. એના સૈનિકો અને સરદારો આદર્શને બળે લડી રહ્યા હતા. જીવ લેવા કે જીવ બચાવવાના ઇરાદે ગોળીઓના મારો ચલાવી, લોહી વહેવડાવવાની તેમની બીલકુલ નેમ હતી નહિ. એટલે આ બધા આક્રમણમાં તેઓ જાનની ખૂવારી નહોતા કરતા. તેમને મન નવાબને મદદ કરનાર બધા જ દુશ્મન હતા. એ હિંદુ હોય તો પણ દુશ્મન હતો અને મુસ્લીમ હોય તો પણ દુશ્મન હતો. નવાબની નોકરીમાં હિંદુઓ પણ હતા. આવા હિંદુઓને પણ શરણે લાવી કેદમાં પૂરેલા. પ્રવૃત્તિ દરમ્યાન કોઈ પણ પ્રસંગને કોમીરંગ ન મળી જાય એની સૌથી વધારે કાળજી લેવાતી હતી.

## 'અમે તમારે શરણે છીએ'

ગાધકડાના પોલીસ થાણા ઉપર સૈનિકો પહોંચ્યા એટલે સામેથીજ જમાદારે કહી દીધું કે "અમે તમારે શરણે છીએ." આક્રમણ દરમ્યાન ૧૧ કેદીને કબજે કરાયા. એમાં ૫ ઘણા જોખમી હતા. તેમને અમરાપુરની જેલમાં રાખવાનો અને બાકીના ૬ ને ગાધકડાની જેલમાં રાખવાનો નિર્ણય થયો.

લોકસેનાના વહીવટ હેઠળની જેલ કોઈની રીબામણી માટે નહિ પણ વ્યકિતની પૂર્ણ તપાસ માટેની હતી. જેઓ વફાદારી અને સહકાર જાહેર કરતા તેમને જેલમાંથી મુકત કરી દેવામાં આવતા. અને તેમની પ્રવૃત્તિ ઉપર ધ્યાન રખાતું. એ કારણે ૨–૪ દિવસમાં ઘણા ખરાનો જેલમાંથી છુટકારો થઈ જતો.

શ્રી૦ અમુલખ ખામાણીને ગાધકડાના વહીવટદાર તરીકે જાહેર કરવામાં આવ્યા. કુંડલા મહાલના જુવાન કાર્યકર તરીકે અને છેલ્લા ૧૭ વર્ષથી સેવાની પ્રવૃતિમાંજ પડેલા હોવાને લીધે આસપાસમાં એમની સુવાસ હતી. આઝાદીનો ઉત્સવ ઉજવવા સાંજે જાહેર સભા થઈ. એ માટે ખાસ આવેલા ભાવનગરના આગેવાન અને અખિલ હિંદ રાજસ્થાન પ્રજા પરિષદના ઉપ–પ્રમુખ શ્રી૦ બલવંતરાય મહેતાએ પ્રવચન કર્યું. આજુબાજુના ઘણા ગામોમાંથી અને કુંડલામાંથી લોકોએ આવીને આ સભામાં હાજરી આપી. ગાધકડાના પ્રજાજનોએ સૌ મહેમાનો માટે સૂવા જમવાની વ્યવસ્થા ઉમંગભેર કરી. સવારે યુધ્ધની તૈયારી જોઈ રહેલો સૂર્ય આથમતી વખતે ઉત્સવના દ્રશ્ય જોઈને કેટલો નવાઈ પામ્યો હશે! પૃથ્વીલોકના માનવી ખરેખર જબરા છે, એવી છાપ એણે આકાશની સૃષ્ટિને પણ સંભળાવી હશે.

ગાધકડા સર કર્યા પછી એની હેઠળનું એક નાનું ગામ રામગઢ લેવા સૈનિકો પહોંચી ગયા. ૨૪–૨૫ જેટલા ગામો કબજે કર્યા પછી હવે ગામડાં જીતવા સૈનિકો માટે રમત વાત હતી. થોડી બંદુકો સામે ફુટે. થોડી આપણે ફોડીએ, કોઈ સામનો કરે, આપણે ધસી જઈએ એ બધું હવે જુવાનોને માટે કુતૂહલની રમત જેવું સરળ લાગતું હતું. મોત આવે તો પણ એમના હૃદય ઘણાંજ મજબુત બની ગયાં હતાં.

રામગઢનો ચારણ પસાયતો નારણ કહે, " હું તાબે નહિ થાઉં "
સૈનિકોએ એને સમજાવ્યો કે ભલભલા જમાદારો પણ કબજે થઇ ગયા છે.
" ભલે, હું નહિ થાઉં " નારણે કહ્યું. "

આ નારણ નવાબના ખૂબ વિશ્વાસુ માણસ તરીકે પંકાતો. રામગઢને બહારવટીયા વારંવાર ભાંગતા, એટલે નારણને રામગઢનો ખાસ પસાયતો બનાવેલો. નારણ આ ગામનું રક્ષણ કરતો. એને બિચારાને કયાંથી ખબર હોય કે નવાબીના દિવસો હવે ગણાઇ રહ્યા છે.

## રામગઢના નારણની ખુમારી

"ઠીક હવે બંદૂક જલ્દી સોંપી દે. મોડું થાય છે." કોઇ સૈનિકે કહ્યું.

રકઝક થઇ. છેવટે નારણે હથિયાર મૂકયું. જડતીનું કામ ચાલ્યું. નારણની માળા એકાદ પોટલીમાં બંધાયેલી હશે. "એને હાથ ન લગાડજો હો, હથિયાર મૂકયું એટલે હું મરી ગયો નથી." એમ બોલી એણે ચેતવણી ઉચ્ચારી.

નારણની હિંમત બદ્દલ સૈનિકોને માન ઉપજતું હતું. પણ તેઓ પોતાનું કામ કર્યે જતાં હતાં. જડતી પૂરી થયા પછી નારણને જેલમાં લઇ ગયા. બીજે દિવસે નવાબી અંગેની બ્રમણા ભાંગી જતા વફાદારી પત્રક ઉપર સહી કરી નારણ આરઝી સરકારનો પસાયતો બન્યો.

બાબકડાના સંરક્ષણ પૂરતાં જરૂરી સૈનિક અને સાધનો રાખી વિજયી દળ પાંચ કેદી, બે લશ્કરી ખટારા અને સૈનિકોની ટુકડી સાથે પાછું ફર્યું.

લોકસેના સત્કાર પામે છે, આરઝી હકૂમતને પ્રજાજનો વધાવી લયે છે એ હકીકત કોઇ દિવાન કે રાજા માટે ચિંતાનો વિષય થઇ પડી હતી. પોતાની હદમાંથી આગલે દિવસે પસાર થયેલા સૈનિકો પાછા ફરે ત્યારે તેને કેદ કરવા માટે નેસડી ગામની નદી પાસે કુંડલાના ફોજદાર તેમજ બીજા પાંચ પોલીસને ભાવનગરના દિવાન શ્રી. પટ્ટણીએ ચોકી કરવા ફરમાન કરેલું.

રાતના બારેક વાગ્યે લોકસેનાનું દળ નેસડી પાસે આવ્યું. તેના વાહન અટકાવવામાં આવ્યા. એક નવો મોરચો જાણે વણ માગ્યો આવી પડયો હોય એમ લાગ્યું.

"તમને આગળ જવા દેવાની પરવાનગી નથી." ફોજદારે કહ્યું

"અમારા આગેવાન સિવાય કોઇનો હુકમ અમને માન્ય નથી. અમે આગળ જઈશું. લડવું હોય તો અમે તૈયાર છીએ." અધીરા સૈનિકોએ જવાબ સંભળાવ્યો.

"પણ પટ્ટણી સાહેબ કુંડલામાંજ છે. સવારના આવેલા છે. સલુનમાં છે. તમારા આગેવાનને મોકલો એટલે વાત કરી લેવાય."

શ્રી. જશવંતરાય અને સનતકુમાર અમલદારની સાથે ચાલ્યા. સૈનિકો ભરી બંદુકે તૈયાર હતા. પરંતુ કોઇ રાજયમાં કશી રંજાડ, અગવડ કે મુશ્કેલી ન કરવાની આરઝી હકૂમતની આજ્ઞા હતી. એ આજ્ઞાને કારણે લોકસેનાના સૈનિકો અટકીને ઉભા રહ્યા. નહિંતર યુદ્ધના ગરમ વાતાવરણમાંથી આવનાર આ જુવાનોને ભાવનગરના પાંચ સિપાઇ–સપરા થોડા રોકી શકવાના હતા?

## મળવાને બહાને જેલમાં પૂર્યા.

શ્રી. પટ્ટણીને મળવાને બહાને લઇ જવામાં આવેલા બન્ને જુવાન આગેવાનને કુંડલાની જેલની કોટડીમાં પૂરી દીધા. અને ફરીથી નદી પાસે શ્રી. પટ્ટણીના માણસો પહોંચ્યા. બાકી રહેલાઓને કહ્યું "ચાલો તમને સૌને જશુભાઇ અને સનતભાઇ બોલાવે છે." તેઓ ગયા. અને એમનેય જેલમાં પૂરી દેવામાં આવ્યા!

આ ધરપકડ પાછળની દલીલ એ હતી કે ભાવનગર રાજ્યે આરઝી હકૂમતને માન્ય રાખી નથી. એટલે એની હદમાંથી હકૂમતના સૈનિકો શસ્ત્ર સાથે પસાર ન થઇ શકે.

પાકિસ્તાનમાં જોડાવાનો નિર્ણય કરનાર નવાબી સામે ચાલતી લડાઈ વખતે આ રીતે લોકસેનાની ગીરફતારી કરવી એ પ્રજાનો દ્રોહ કર્યા સમાન હતું. સૈનિકો સાથે નુરમહમદ જેવા ભયંકર પાંચ કેદી પણ હતા. એ સૌને પણ કુંડલાની જેલમાં પૂરવામાં આવ્યા. આ વખતે એ કેદીઓના હૃદય પટ્ટણી કરતા સવાયા ઉછળી રહ્યા હતા. નુરમહમદે મશ્કરી પણ કરી હશે કે 'લ્યો લેતા જાવ. હું એક જ કેદી નથી. તમેય કેદી છો!'

સવારે ગાધકડાથી શ્રી. રતુભાઈ પાછા ફરતા હતા ત્યારે તેમને ખબર પડી કે સૈનિકો આગળ વધી શકયા નથી. એમને પરહેજ કરી લેવાયા છે. આગલી રાત્રે કુંડલામાં શ્રી વીરચંદ શેઠ આવી પહોંચ્યા હતા. એટલે બન્નેએ દીવાન પટ્ટણીની મુલાકાત લીધી.

એ પછી શ્રી. પટ્ટણી રાજકોટ જઇ આવ્યા. સમાધાન થયું કે સૈનિકો અને કેદીઓને પાછા ગાધકડા સ્ટેશને મૂકી શસ્ત્રો આપી છોડી દેવા.

સ્ટેશન ઉપર સૈનિકોને હથિયારો સહિત મુકત કર્યા. પણ પેલા પાંચ જોખમી કેદીનો કબજો ન સોંપ્યો; અને દિવાને પોતે એ કેદીઓને છોડી મૂકયા. પટ્ટણીના હાથે છૂટેલા નુરમહમદે એ પછી કુંડલાના ગામડાંઓમાંથી હથિયારોની સહાય મેળવી ગાધકડા ભાંગવાની અને બહારવટે ચડવાની તૈયારીઓ કરેલી. તાજી સત્તા પર આવેલી આરઝી હકૂમત સામે એક નવું તત્વ ઉમેરાયું.

લોકસેનાની સામે તો જૂનાગઢ રાજ્યનો મોટો નકશો પડયો હતો. હવે કેટલો પ્રદેશ જીતવાનો બાકી છે તે તેમની ચિંતા હતી. એથી નવા બનાવના ઝગડામાં ઉંડે ઉતરવાની ઇચ્છા વગર ગાધકડા પછી નવાગઢ જીતવાની તૈયારીઓ થવા માંડી.

### કિલ્લેબંધ નવાગઢ જીતવાની તૈયારી



નવાગઢ કે જેનુ નવાબી નામ દિલાવરગઢ છે, તે જેતપુરની પાસે ભાદર નદીને કાંઠે વસાવવામાં આવેલું એક કિલ્લેબંધ ગામ છે. અંદર બહુ ઓછા માણસની વસ્તી રહે છે. ગમે તેવું લશ્કરી થાણું બહારની દુનિયા જોઇ ન શકે એ રીતે નવાગઢમાં વસી શકે, તાલીમ લઇ શકે એવી

એ ગામની રચના છે. નવાબનું સારૂં એવું લશ્કર નવાગઢમાં રાખવામાં આવ્યું છે એ વાત ખૂબ જાણીતી થઈ ગયેલી. બાંટવામાં હિંદી સંઘે રાખેલું લશ્કર એક વાર ફેરફેર કરી રહેલું ત્યારે તેના અદ્યતન સાધન સામગ્રી જોઈને નવાગઢના નવાબી માણસોમાં કહે છે કે ભારે ગભરાટ ફેલાયેલો અને ૮-૧૦ સ્થાનિક પોલીસ સિવાય બીજા લશ્કરને જૂનાગઢ પાછું ખેંચી લેવાયેલું.

"જન્મભૂમિ"ના શ્રી. અમૃતલાલ શેઠ આજ અરસામાં નવાગઢ સુધી ફરી આવેલા; અને તેમણે નવાગઢમાં કંઈ બચાવ ન હોવાનો અને અંદરના માણસો આરઝી હકૂમતને શરણે થઈ જવાનું માનસ ધરાવતા હોવાનો પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો. પણ લોકસેનાના સેનાપતિ અને બીજા સલાહકારો સંપૂર્ણ તૈયારીથી ત્યાં આક્રમણ લઈ જવા નીકળ્યા.

દરમ્યાન રાજકોટથી વઢવાણ ઠાકોર સાહેબના ભાઈ શ્રી૦ વીરેન્દ્રસિંહજીની આગેવાની હેઠળ એક ટુકડી નવાગઢ કબજે કરવા ઉપડી. ગઢ ઉપર નીસરણીથી સૈનિકો ચડી ગયા. અને અંદર રહેલા માણસોએ સામના વગર શરણ સ્વીકારી લીધું. નવાગઢ કબજે થયું.

બરાબર ૧૫ મિનિટ પછી બીજી એક ટુકડી શ્રી૦ ગુણવંતરાયની આગેવાની હેઠળ નિયત કરેલા કાર્યક્રમ મુજબ નવાગઢ કબજે કરવા આવી પહોંચી. સારૂં થયું કે દિવસનો પ્રકાશ હતો અને બન્ને પક્ષ એક બીજાને પ્રતિસ્પર્ધી માને એ પહેલાંજ ઓળખાણ પડી ગઈ. નહિંતર કદાચ અહીં લોકસેનાના બે દળોએ સામસામેજ ગોળીબાર કર્યો હોત! નવાગઢ કબજે થયેલું હોવાથી શ્રી૦ ગુણવંતરાયની ટુકડી અહીંથી બીજા ગામડાં કબજે કરવા ઉપડી અને નવાગઢ મહાલના નવ ગામ ઉપર આરઝી હકૂમતની સત્તા સ્થાપિત કરી.

## ૩૬ ગામો ઉપર આરઝી હકૂમતનું વર્ચસ્વ

આમ ૨૪ મી ઓકટોબરથી ૨ જી નવેમ્બર સુધીમાં આરઝી હકૂમતની લોકસેનાએ લગભગ ૩૬ જેટલાં ગામડાં ઉપર પોતાનું વર્ચસ્વ જમાવી દીધું.

અત્યાર સુધી લોકસેનાના વિજયો જૂનાગઢ રાજ્યની મૂળભૂમિથી અલગ પડી ગયેલા (Pockets) પ્રદેશ ઉપરના હતા. આ ગામોને જૂનાગઢ રાજ્યે વધુ લશ્કરી મદદ મોકલવી હોય તો હિંદી સંઘની હદમાંથી પસાર થવું પડે. હિંદી સંઘે જૂનાગઢના પ્રદેશમાં પ્રવેશ ન કરવો અને જૂનાગઢે હિંદી સંઘના પ્રદેશમાં પ્રવેશ ન કરવો એવી પરસ્પરની સમજણ હતી. આ કારણે આરઝી હકૂમતના દળોને અત્યાર સુધી તો જૂનાગઢના રહી ગયેલા માણસો સાથે લડી લેવાનું હતું. પણ એ પછી તુરતજ જૂનાગઢ સાથે સીધી રીતે જોડાયેલી હોય એવી સરહદ ઉપર આક્રમણ લઈ જવાની આરઝી હકૂમતની યોજના તૈયાર થઈ ગઈ. એ મુજબ કુતિયાણાની ચડાઈ તેની મુખ્ય નેમ બની.

# કુતિયાણાના આક્રમણની વિચારણા

**જૂનાગઢ રાજ્યમાં કુતિયાણા** મહાલ અગત્યનો ગણાય છે. એ મહાલનું મુખ્ય શહેર કુતિયાણા જૂનાગઢ પછી બીજે નંબરે આવે. કુતિયાણા એટલે અઢળક દોલત ધરાવનારા મુસ્લીમોનું નિવાસ-સ્થાન. કુતિયાણાના શ્રીમંતોએ મુસ્લીમ લીગ અને જનાબ ઝીણાને ચરણે લાખો રૂપિયા ધરેલા. મુસ્લીમ લીગનો સૌથી મોટો અડ્ડો અને કાઠિયાવાડનું કેન્દ્ર કોઈ હોય તો તે કુતિયાણા.

કુતિયાણા મહાલમાં મુસ્લીમ લડાયક જાતિઓનો મોટો ભાગ વસતો હતો. સંધી, બલોચ અને ખાખર જાતિના મુસ્લીમો સ્વભાવે લડાયક અને ધર્મઝનૂની છે. તેમને પાકિસ્તાન અને ઇસ્લામના નામે સંગઠીત કરી, લડવા માટે તૈયાર કરવામાં આવ્યા હતા. અને જૂનાગઢના કામચલાઉ લશ્કરમાં તેમની ભરતી સારી સંખ્યામાં કરાયેલી. આ દૃષ્ટિએ કુતિયાણા મહાલ એ જૂનાગઢનો સૌથી અગત્યનો અને મજબૂત મહાલ હતો. લડાયક દૃષ્ટિએ તેની અગત્ય એટલી બધી હતી કે જો કુતિયાણા પડે તો એક જૂનાગઢ સિવાય બધા મહાલો સહેલાઇથી પડે. એટલે અંદરની ક્રાંતિની શરૂઆત કુતિયાણાથીજ કરવાનું નક્કી થયેલું. સાથે સાથે કુતિયાણા મહાલમાં મહેર લોકોની લડાયક ગણાતી કોમ પણ સારી સંખ્યામાં રહેતી હતી. તેમને બળવા માટે તૈયાર કરવા તેમના આગેવાનો શ્રી. રામભાઇ તથા શ્રી. કરસનભાઇ એ મહિનાથી મહંત શ્રી. વિજયદાસજી સાથે તૈયારી કરી રહ્યા હતા.

કુતિયાણા ઉપર આક્રમણ લઇ જવા પહેલાં લોકસેનાના લશ્કરી દફતરે અનેક વિગતો આવી ગઇ હતી એ વિગતો મેળવનાર જાસુસી ખાતું પણ મોતને લેખમેખ કરી રહ્યું હતું. આટલી હકીકતોની માહિતી તૈયાર થઇ હતી:—

(૧) આખા મહાલના ગામોની સંખ્યા, તેની વસ્તી, વસ્તીના ઉંમર લાયક પુરૂષો. એ ઉંમર લાયકમાંથી આપણા પક્ષના અને આપણા વિરોધીઓને સહાય કરે તેવાઓની સંખ્યા.

(૨) મહાલનો નકશો. એક બીજા ગામો વચ્ચેનું ચોક્કસ અંતર. આડા આવતાં નદી. નાળા. વાવ. તળાવ. વાડીઓ, જંગલ. ડુંગરા, ખીણ, ઝાડીઓ સુધ્ધાંની માહિતી.

(૩) દરેક ગામથી જૂનાગઢ પહોંચવાના રસ્તા, એ રસ્તાને બંધ કરી શકાય એવા સિમાડા. એ સિમાડાની આજુબાજુની સરહદો વિષેનું વિવરણ.

(૪) ગામ કે શહેરો વચ્ચે આવતી કે સ્થાનિક રહેલી પોલીસ, કસ્ટમની ચોકીઓ. ચોકીદારની સંખ્યા, ચોકીદારના પહેરાના સમય, ચોકીદારના રહેઠાણો. ચોકીદાર પાસેના હથિયારો. નજીકના કોઇ મીલીટરી થાણાની જગ્યા વગેરે સંબંધે સંપૂર્ણ તપાસ.

(૫) પ્રદેશને સાંકળનાર વહેવારના સાધનો, રેલ્વે, બસ સર્વીસ, તાર, ટેલીફોન, વાયરલેસ એરોડ્રોમનું અંતર, એ અંગેના મુખ્ય અમલદારો.

(૬) નજીકના તાર માસ્તર, સ્ટેશન માસ્તર વગેરેનો સમ્પર્ક.

(૭) બન્ને પક્ષના જાહેર સ્થળો, સંસ્થાઓ વગેરેની માહિતી.

(૮) કયા ગામોમાં ગઢ છે? આપણા સૈનિકોને સંતાડવા હોય તો કયાં સગવડ થઈ શકે એમ છે?

(૯) સ્થાનિક મોટર ખટારા ધરાવનાર વ્યક્તિઓનાં નામ ઠેકાણાં.

(૧૦) દુશ્મનને નબળા કરવા માટે કયાં પુલ કે રેલ્વે લાઈન ઉડાડી દેવી. આપણાં હથિયાર કયાં છૂપાવી શકાય?

(૧૧) પરવાનાવાળા તેમજ વગર પરવાનાના કેટલા હથિયારો, કોની કોની પાસે છે તેના નામ ઠામ સરનામાં સહિત સંપૂર્ણ વિગતો.

(૧૨) પ્રદેશમાં આક્રમણ લઈ જવું હોય તો સૌથી પ્રથમ શું કબજે કરવું? કયાં ચોકી મૂકવી? કોને કોને અટકમાં રાખવા? એનાં નામ અને ઠેકાણાં.

(૧૩) સંકેત વ્યવહાર, સંદેશ વ્યવહાર તેમજ વ્યૂહ રચના માટેની પૂર્વ તૈયારી કેમ કરવી?

## લોકસેનાના સાહસનું મૂલ્યાંકન

આ અને આવા બીજા કેટલાય સૂક્ષ્મ મુદ્દા ઉપર દરેક સ્થળની માહિતી રાખવામાં આવી હતી. આક્રમણ કરાયલા અને આક્રમણ ન કરેલા સ્થળની માહીતીઓ અહીં મૂકી હોય તો એ જોઈને આશ્ચર્ય ઉપજે. સામાન્ય જનતાનો અને ઘણા ખરા દૂર બેઠેલા સમજુ માણસોનો ખ્યાલ છે કે હિંદી સંઘનું લશ્કર હોવાને કારણે આરઝી હકૂમતને કે લોકસેનાને કંઈ કરવું પડયું નથી પરંતુ હકીકત એ છે કે લોકસેનાએ લશ્કર ઉપર બીલકુલ મદાર બાંધ્યા વગર લડવાની પોતાની સંપૂર્ણ તૈયારી રાખેલી. કદાચ જૂનાગઢથી ફોજ આવે તો પણ આરઝી હકૂમતની સેના એ સામે લડી લેત. અને ઘણા જાનને ભોગે પોતાની નેમ પૂરી કરત. એટલું ખરું કે હિંદી સંઘનું લશ્કર આવતા વાતાવરણ ઉપર અસર થયેલી અને નવાબના માણસોની સામનો કરવાની હિમ્મત ઘટી હોય. પણ એ કારણે લોકસેનાના સાહસ, બહાદુરી કે જોખમનું મૂલ્યાંકન જરાય ઓછું થતું નથી.

કુતિયાણા ઉપર આક્રમણ લઈ જવાનું કામ ઘણી જ પૂર્વ તૈયારી માગે એવું હતું. લશ્કરી વ્યૂહરચના ગોઠવનારાઓએ કુતિયાણા શહેરનો મોટો નકશો તૈયાર કરાવ્યો. આ નકશાની આજુબાજુ બેસીને ચર્ચા કરનારાના હાથમાં ચીરૂટો ન હતી. એના પોશાકમાં લશ્કરી ગણવેશ ન હતા. કોઈ ધોતીયા ને ઝભાવાળા, કોઈ લેંઘા ને બાંડિયાવાળા, કોઈ સુરવાળ ને ખમીસવાળા એ માણસો હતા. એમના દિલમાં ધગશ હતી. પ્રાણાર્પણ કરવાની તૈયારી હતી. એ કારણે તેઓ મહાન દેખાતા હતા.

કુતિયાણાના નકશામાં મોટા અક્ષરે મુખ્ય મુખ્ય મથકો નોંધાયા હતા. એમાં કસ્ટમ અને પોલીસ ચોકી, કોર્ટ, મુખ્યબજાર, બોખરલત્તો, વહોરાવાડ, હિંદુલત્તો, જમિયત ઓફીસ, કાઝી મસ્જીદ મદ્રેસા, ગુજરાતી સ્કૂલ, ઇકબાલ પ્રેસ વગેરે સ્થળોનાં અંતર દર્શાવેલાં હતાં. ઉત્તરમાં સ્ટેશન રસ્તો

વાંસજાળીઆથી આવતો રસ્તો હતો. દક્ષિણમાં ભાદર ઝાંપામાં પ્રવેશતો રસ્તો હતો. પૂર્વમાં ઉપલેટાની સડક હતી. પશ્ચિમમાં પોરબંદરની સડક હતી.

આ નકશામાં દેખાતું હતું એથી ઘણું વિશેષ કામ કરવાનું હતું. કુતિયાણાની આસપાસ સંધિ લોકોના કેટલાક નામચીન ગામો હતાં. સોઢાણા, બલેચ, ભડુલા, અમીપુર, દેવડા વગેરેમાંથી કેટલાંક ગામો કુતિયાણાના જંગ પહેલાં અને કેટલાંક પછી કબજે કરવા જરૂરી હતા.

વ્યૂહ એવો ગોઠવાયો કે પહેલાં ગામડાંના સંધિઓને કુતિયાણામાં પ્રવેશ કરતાં અટકાવવા. એ માટે ચોકીઓ નક્કી થઇ. સંધિ લોકોને ખબર પડે કે કુતિયાણા ઉપર હુમલો થયો છે તો તેમની મદદે જવા આ માણસો નીકળેજ એટલે એમને અટકાવવા લોકસેનાના ૨૫૦ માણસો નક્કી થયા. બારપુલ પાસે એક ટુકડી, દોલાવાવ પાસે બીજી, હામદપરા પાસે ત્રીજી, ભાદરના પુલ પાસે ચોથી, માલખારાના પુલ પાસે પાંચમી, મટુડી મહાદેવ પાસે છઠ્ઠી અને ભદ્રેશ્વર પાસે સાતમી એમ જુદી જુદી ટુકડીઓ નક્કી થઇ. કુતિયાણામાં જરૂર પડે તો 'રિઝર્વ ફોર્સ' તરીકે પણ આનો ઉપયોગ કરવાની ગણતરી હતી. તેમજ કુતિયાણા ઉપર આક્રમણ થાય ત્યારે ત્યાંથી લશ્કરના માણસો, મોટર, ખટારા વગેરે છટકી ન જાય તેની ચોકી આ ૨૫૦ માણસો કરી શકે. કુતિયાણા સર થઇ જાય તો પછી આ ૨૫૦ માણસોને સંધી લોકોના ગામોનો કબજો કરવા મોકલી શકાય.

## મોડી રાતની ગંભીર વિચારણા.

એક મોડી રાતે ભારે ગંભીરતાથી કુતિયાણા શહેરના કબજા માટેની ઝીણવટ ભરી છણાવટ થઇ. કુતિયાણામાં શું શું ખ્યાલમાં રાખવાનું છે તેની સમજણ ટુકડીના આગેવાનોને આપવામાં આવી. જાસુસી ખાતાએ આપેલી થોકબંધ માહીતીને પચાવી જાણે કુતિયાણાની ઇંચે ઇંચ ભૂમિને ઓળખતા હોય એમ એક મૂર્ખી અસ્ખલિત રીતે કહી રહ્યો હતો કે કુતિયાણા શહેરનો કબજો લેવામાં બહારથી શરૂઆત કરતાં ખરેડાનો બંગલો આવે છે તેને કબજે કરવા આટલું ધ્યાનમાં લેવું:–

બંગલા પાસે વાંસજાળીઆની સડક છે. પાછળ અડીને ખરેડા નામની નદી છે. એક બાજુ ભુરા સંધીનું મકાન છે. બીજી બાજુ મેદાન છે. ચોકી પહેરો બંગલાની અંદર ઓસરીમાં રહે છે. હથિયારો બંગલાની અંદરના સ્ટોર રૂમમાં રાખવામાં આવે છે. મુખ્ય પહેરેગીર પાંચ છે. તેનો ઉપરી ગાસમહંમદ ત્યાંજ સૂવે છે. તેની પાસે બે ખટારા રહે છે. ત્યાં એક મશીનગન રાખવામાં આવી છે; માટે લોકસેનાના દળોએ તેના સામનાની તૈયારી સાથે જવું.

સડક ઉપરની બંગલાની દિવાલ અર્ધાથી પોણા ફર્લાંગ જેટલી લાંબી છે. દિવાલના બે છેડા ૭–૮ ફુટ જેટલા ઉંચા છે. તે કુદીને માણસોએ અંદર ઉતરવું. બીજા ૪૦–૫૦ સૈનીકોએ સડકની બહાર ઉભા રહેવું. ૧૦ માણસ અને બે મોટરને એથી થોડે અંતરે દૂર ઉભા રાખવા. કુદીને અંદર ગએલા ૨૦ માણસોમાંથી ૧૦ જણા બંગલાના પાંચ પહેરેગીર અને નાયકને દબાવી દે. એ વખતે સાથે હેન્ડગ્રેનેડ અને રીવોલ્વર રાખવી. બીજા ૧૦ માણસોએ અંદરના હથિયારોનો તેમજ બીજી સામગ્રીનો કબજો કરી લેવો. જો વગર સામને આ કામ ફિકસે તો બધા માણસોને કેદ કરી. ખટારામાં બેસાડી, નિયત સ્થળે લઇ જવા.

પણ જો અંદર સામનો થાય તો બહાર ગોઠવાયેલા માણસોએ દરવાજામાંથી ગોળીબાર શરૂ કરવા. દરવાજે ખુલ્લા સળીયાવાળો છે. બીજા માણસોએ પણ ફાયરીંગ કરતાં કરતાં દીવાલો કૂદવી. બે મોટર, બે ખટારા, બે મોટી નીસરણી. તેમજ રેડક્રોસના સાધનો આ ટુકડીની સાથેજ રાખવા. આપણા ગોળીબાર સામે દુશ્મનો ટકી ન શકે અને શરણે થાય તો અંદરથી સીટી મારવી એટલે બહારનું ફાયરીંગ બંધ થઈ જાય.

એ પછી કોર્ટનો કબજો લેવો. ત્યારે ધ્યાન રાખવું કે પોલીસ ચોકીના ૬૫ માણસોમાંથી ૨૫–૩૦ જણા પોતાને ઘેર સૂવે છે. બાકીનામાં પાંચ કસ્ટમ નાકે રહે છે. પાંચ રસુલવાડીમાં રહે છે. ૭ બજાર લાઇનમાં રહે છે. સબા કોઠા અને બાદર ઝાંપા સુધી પાંચ પોલીસ રહે છે. પંચોટડીથી થેપડાના ઝાંપા સુધી ૩ પોલીસ રહે છે. એ સિવાય કોર્ટના પહેરા ઉપર તેમજ રોન માટે ૫–૭ જણ હોય છે. થોડાક માણસ જેલના ચોગાન અને ગાર્ડરૂમની ઓસરીમાં સૂવે છે. ગાર્ડરૂમમાં હથિયારો તેમજ દારૂગોળો રહે છે.

## જંગની શરૂઆત કેમ કરવી

દાખલ થતાં ત્રણ દરવાજા છે. એક રબારીવાડના નાકાનો, એક પોલીસ લાઇનનો. એક વહીવટદારના ઘર પાસેનો. ત્રણે સ્થળે બબ્બે સૈનિકની આપણી ચોકી મૂકી દેવી. ૨૦ માણસોએ અંદર દાખલ થવું. લાઇબ્રેરીનું મેદાન અને જેલની કોટડીની દિવાલ પસાર કરી અંદર પ્રવેશ કરી શકાય. તરતજ સંત્રીને કેદ કરવો, તીજોરીનો કબજો લેવો, ગાર્ડરૂમ અને જેલની ચોકી કરનાર તેમજ સૂતેલા માણસોને શરણે કરવા. ઉપર એક માઢ છે. તેની જડતી લેવી.

પોલીસ લાઇનમાં દાખલ થયા પછી અંદર એક મસ્જીદ છે. એની દિવાલ ઉપર ચઢી જવાથી ફોજદાર, જમાદાર, વહીવટદાર. વગેરેની સામે ફાયરીંગ કરવા અને મોરચો લેવાની સગવડ મળી જાય છે. હવામાં ગોળીબાર કરી સૌને અહીંથી પડકારવા કે હથિયારો છોડી શરણે આવો. શરણુ સ્વીકારે તો કંઇ ન કરવું. નહિંતર અહીંથી ગોળીબાર શરૂ કરી જંગ ખેલવો. સામનો વધુ ઉગ્ર લાગે તો એકાદ મકાન ઉપર હેન્ડગ્રેનેડ કે બોમ્બ ફેંકવો. આ ટુકડીમાં ૩૬ રાઇફલધારી સૈનિક, ૨૦ હેન્ડગ્રેનેડ કે બોમ્બ ફેંકવાવાળા, ૧૦ રિવોલ્વરવાળા, અને થોડા સીટી ફેરવનાર રહે. બાકીના બધાને બહાર રાખવા.

એ પછી ખોખરના બંગલાનો વ્યૂહ આવે છે. આ ખોખર કુટુમ્બ કુતિયાણામાં ખૂબ જાણીતું છે. નવાબની સાથે અને કૌટુમ્બિક સંબંધો છે. આ ઉપરાંત ખોખરની સત્તા હેઠળ કેટલાક ગામો પણ છે. ખોખરના બંગલાની અંદર ૩ હથિયારબંધ માણસ ભરીબંદુકે પહેરો ભરે છે. બહાર ૪ માણસો પહેરો ભરે છે. બંગલાનો વિસ્તાર ઘણો મોટો છે. આ બંગલાનો કબજો લેવો હોય ત્યારે એક સાથે બહાર અને અંદરનું આક્રમણ કરવું. બહારના માણસોને અચાનક સપડાવી દેવા. અંદર માટે બંગલાના છેક પાછળના ભાગમાં એક બારણું છે. તેની વંડી ઠેકી શકાય એમ છે. વંડી ઠેકી અંદર જઇ પહેરગીરોને કબજે કરી લેવા અને ખોખર કુટુમ્બના માણસોને નજર કેદ રાખવા.

એ પછી મહોબતપુરામાં—કુતિયાણાથી બે માઇલ દૂર બહાદુરખાનનો બંગલો આવેલો છે. એના પહેરગીરોમાં ૧ પોલીસ, ૨ પસાયતા અને હવાલદાર છે. અંદર સીધા દોડીને દાખલ થઇ જવાય એવું છે. એમાં ૧૫–૨૦ માણસ રહે છે. આ બંગલામાં ખૂબ હથિયાર છે પણ વાપરનાર કોઈ નથી. એટલે ૧૦ શસ્ત્રસજ્જ સૈનિકની ટુકડી આ બંગલો કબજે કરવા પૂરતી થઇ પડે એમ છે.

છેવટે કુતિયાણા ગામ ઉપર હુમલો શરૂ થાય ત્યારે બે મોટર અને એક ખટારામાં સૈનિકોએ બજારમાં જવું. જે કોઈ પોલીસ કે પહેરગીર મળે તેની ધરપકડ કરી લેવી. ૨૫–૩૦ થી વધુ પોલીસ હોતી નથી. ગામના મુસ્લીમ કુટુમ્બો પાસે ખૂબ હથિયારો છે. તે કબજે કરવા. તેમજ તેમના વિસ્તારો ઉપર પહેરો મુકવા આટલું કરવું:—

બોખર લત્તામાં ૨૫ બંદુકવાળા, ૫૦ કુહાડી ધારીઆવાળા સૈનિક રાખવા.
સંધી લત્તામાં ૧૦ બંદુકવાળા, ૫૦ કુહાડી ધારીઆવાળા સૈનિક રાખવા.
મલેકવાડામાં ૧૦ બંદુકધારી અને ૨૫ બીજા રાખવા.
કાજીવાડામાં ૫ બંદુકધારી અને ૨૫ બીજા રાખવા.
મેમણવાડામાં ૧૦ બંદુકધારી અને ૧૦૦ બીજા રાખવા.

કુતિયાણામાં મોટરખટારા અને મોટર હાંકનાર બધાજ મુસ્લીમ છે. એટલે જંગ વધે ને ડ્રાઇવરોની જરૂર પડે તો આજુબાજુના બીજા ડ્રાઇવરો છે તેના નામઠામ સાથે રાખવાં.

મુખીએ બોલવાનું પૂરૂં કર્યું ત્યારે એકેએકના હૃદયમાં ઉત્સાહ ઉભરાઇ રહ્યો હતો. જંગ ખેલી કુતિયાણા કબજે કરવા સાહસના સ્વપ્ન સેવતા સૌ ઉંઘી ગયા.

કુતિયાણા મહાલ માટે લડવા ૩૦૦૦ થી ૩૫૦૦ માણસો તૈયાર હતા. જેમાં મોટા ભાગે મેર રજપૂતો હતા. એક કુતિયાણા શહેરને શરણ કરવા ૪૦૦ શસ્ત્રધારી અને ૬૦૦ કુહાડી ધારીઆવાળા મેર લોકોની ટુકડીઓ નક્કી થઇ હતી.

કુતિયાણાનો જંગ વધુ આકરો હોવાને કારણે પૂરતી તૈયારીથી ખેલાવાનો હતો. ગામનોજ નહિ પણ લત્તાઓ અને મકાનના અલગ અલગ નકશા તૈયાર હતા. ઉપર જે માહિતી રજુ કરી છે તે તો લોકસેનાના વ્યૂહ અને તૈયારીનો ખ્યાલ આવે એટલા પૂરતી જ છે. એવી માહિતી અને નકશાઓ કબજે કરાયેલા અને કરવાના બાકી રહેલા દરેક પ્રદેશ માટે ભરપૂર હતી.

# લડાઈની વ્યૂહ રચના

**લોક સેનાને હિંદી સંઘના** લશ્કરની ઓથ મળી ગઇ એમ કહી એના પ્રયાસોને ગણતરી વગરના કરી નાખવાની હીલચાલ ક્યાંક ક્યાંક દેખાતી હતી. આગળ આપણે કુતિયાણાની પુર્વ તૈયારી તરફ નિર્દેશ કર્યો. એ નિર્દેશનાજ સમર્થનમાં — થોડું વિષયાંતર કરી, કુતિયાણાના જંગને જરાક થંભાવી. માળીઆ મહાલ ઉપર હુમલો લઇ જવા લોકસેનાના લશ્કરી વ્યૂહ રચનારા અને ખબરો મેળવ-નારાઓએ કેટલો પરિશ્રમ કરેલો તે જોઇએ. એ જોયા પછી સૌ કોઇને પ્રતિતી થશે કે લોકસેનાને દફતરે પડેલી માહિતી કોઇ પણ રાજ કરનારાને કે લશ્કરી નિષ્ણાતોને શોભા દે એવી હતી. માળીઆ મહાલને કબજે કરવાનો સમય ન આવ્યો. પણ લોકસેના પાસે માળીઆ સંબંધે આટલી માહીતી હતી :—

મહાલનું મુખ્ય શહેર માળીઆ. વસ્તી ૮૦૦૦. મુસ્લીમો ૩૦૦૦. હિન્દુ ૫૦૦૦.

સામાપક્ષના માનવબળની દૃષ્ટિએ વર્ગીકરણ :—

મકરાણી ૫૦. ઘાંચી ૧૫૦. મોમના ૩૫૦, પટણી ૫૦. એ રીતે ૬૦૦ જણામાંથી આશરે ૧૦૦ માણસ લડવાવાળા નીકળે. આમાંથી ૧૦–૧૨ માણસ પાસે ઉપરથી દારૂ ભરી શકાય એવી બંદૂકો છે.

જ્યારે હિન્દુ વસ્તીમાં હાટી રજપૂતો આશરે ૫૦૦ અને બીજા વસવાયા ૫૦૦ મળી ૧૦૦૦ ની વસ્તી ગામમાં છે. બીજા હિન્દુઓ હિજરત કરી ચાલ્યા ગયા છે.

આસપાસના અગત્યના ગામોમાં વડાળાની વસ્તી ૬૦૦–૭૦૦ ની છે. માળીઆની ઉત્તરે દોઢ માઇલે આવેલું છે. મોટા ભાગે હાટી રજપૂતો રહે છે.

અવાણીયા. વસ્તી ૧૫૦૦. માળીઆની ઉત્તરે ત્રણ માઇલે આવેલું છે. વસ્તીમાં ૧૫૦ મોમના અને બીજા મેયા - કણબી વસે છે.

ભાંભરવડ. વસ્તી ૬૦૦. માળીઆની પૂર્વે ૪ માઇલ. આવેલું. ખાંટ. હિન્દુ તથા રાજગોરની વસ્તી.

આ રીતે ગાંગચા, માતરવાણીઆ. નરસીંગડા. ખોડી, ધોંનડા, ચીરડી, કામાસા, વાંદરવડ, સરકડીઆ, કડાયા. પાણકવા. ખોરાસા. ભંડુરી. જરડકા, સમઢીઆળું, વગેરે કેટલાય ગામોની સંપૂર્ણ માહીતી, વસ્તીનું વર્ગીકરણ.

હાટી રજપૂતોની વસ્તીવાળા ગામોમાંથી જાનડી, ધુંઘટી. આંબેચા, કેરાળા, અંકાળા, કાલીંભડા. કથાળા. ધરમપુર. નાની મોટી વણજ. વડીયા અને બીજા ઘણાં ગામોના લડી શકે એવા માણસોની સંખ્યા સાથેની માહીતી.

## લડી શકે એવાની શસ્ત્ર સામગ્રી

આખા માળીઆ મહાલમાં મુસ્લીમની વસ્તી ૮ થી ૯ હજારની. મોટા ભાગના માણસો માળીઆ, જરડકા, તરસીંગડા, ભંડૂરી, પાણુકવા, ઓરાસા આસપાસમાં રહે છે. લડી શકે એવી કુલ્લ સંખ્યા ૨૫૦ નીકળે. જેમાંથી ૫૦ પાસે દારૂ ભરવાની અને બે પાસે કારતુસ ભરવાની બંદૂકો છે. વિલેજ પોલીસ તરીકે તેમજ હવાલદાર કે પસાયતા તરીકે લગભગ મોટા ભાગના માણસો મુસલમાન છે. એમાં ૧૫૦ જણા પાસે ઉપરથી દારૂ ભરી શકાય એવી બંદૂકો છે.

માળીઆ મહાલના કુલ્લે ૪૮ ગામ છે. એમાં ૩૫ સિવાય બીજા તદ્દન નાના છે. ખાસ કરીને માળીઆમાં જમીયતે મુસ્લીમોનું સંગઠ્ઠન કર્યું છે. એના મુખ્ય આગેવાન ત્રણ છે. માળીઆ મહાલમાં હાટી રજપૂતો આસપાસના ૧૦-૧૨ માઇલના વિસ્તારમાં પથરાયેલા છે.

રસ્તાઓ સંબંધે: રેલ્વે જૂનાગઢથી વેરાવળ જાય છે. વચમાં માળીઆ સ્ટેશન આવે છે. રેલ રસ્તે માળીઆથી જૂનાગઢ ૧૫ ગાઉ, અને માળીઆથી વેરાવળ ૧૧ ગાઉ છે.

મોટર રસ્તો: વેરાવળ જૂનાગઢ જતી સડક માળીઆને સીમાડે, ગળોધર ગામ પાસે નીકળે છે. ગળોધર ગામથી માળીઆ સુધી એક માઇલની જુદી સડક છે. ઉપરાંત માળીઆથી બધાજ મોટર રસ્તાઓ, એ પરના ગામો, એક બીજા વચ્ચેનું અંતર, અને ખટારા સર્વીસોની સંપૂર્ણ માહીતી.

પોલીસ, કસ્ટમ તથા લશ્કરી થાણા સંબંધે:–માળીઆમાં પોલીસ લાઇન ગામથી પશ્ચિમે છે. ત્યાં એક ફોજદાર, બે જમાદાર અને ૨૦ પોલીસ માટે કાયમી રહેઠાણના મકાન છે.

સ્ટેશન દરવાજા પાસે ધર્મશાળા છે. તેમાં એક પોલીસ થાણું છે. એક જમાદાર અને ૧૦ પોલીસ ત્યાં રહે છે.

માળીઆ ગામની કોર્ટમાં જેલ તથા તિજોરી ઉપર એક પોલીસ થાણું છે. એક નાયક અને ૧૦ પોલીસ ત્યાં હોય છે. કોર્ટમાં મુનસફ, વહીવટદાર, ફોજદારની ઓફિસો છે. વહીવટદારનું મકાન પણ અંદર જ છે. તે ડેલીબંધ છે અને એક મસીદ પણ અહીં છે. કોર્ટની ફરતો પાકો મોટો કિલ્લો છે. તેને એકજ દરવાજો છે. કિલ્લાને બે કોઠા છે. વહીવટદારની ડેલી પાસે બે ઘોડેસ્વાર અને બે અંગ રક્ષકો રહે છે, તેમની પાસે ઉપરથી ભરવાની બંદૂકો રહે છે.

સ્ટેશન દરવાજે કસ્ટમ કલાર્ક અને બીજા બે માણસ રહે છે. એકની પાસે બંદુક હોય છે. બીજા પાસે કંઇ હથિયાર હોતું નથી.

આ ઉપરાંત ભંડુરી, ઓરાસા, કામાસા, અમરાપર, ધુતડા વગેરે અગત્યના ગામોના થાણાંઓની સંપૂર્ણ માહીતી હતી.

વહેવારના સાધનમાં માળીઆથી જૂનાગઢ તથા વેરાવળ સુધી એકજ રેલ્વે લાઇન છે. ખટારા સર્વીસો ઘણી છે. માળીઆ શહેરમાં પોસ્ટ આફિસ છે પણ ત્યાંથી તાર થઇ શકતા નથી. તાર સ્ટેશનેથી કરી શકાય છે. ટેલીફોન, વાયરલેસ કે એરોડ્રોમ જેવું કંઇ નથી.

અગત્યના નદી–નાળા: મુખ્ય નદી બે છે. મેગલ કનડા ડુંગરમાંથી આવી, માળીઆ થઇને ગડુ તરફ જાય છે. વજમી ગીરના ડુંગરમાંથી આવી વડીઆ થઈ ગડુ આગળ ખરેડાના પુલ પાસે મેગલને મળે છે.

માળીઆથી પૂર્વ તરફ ગામને અડીને મેગલ નદી ઉપર મોટો પુલ છે. બીજો પૂલ ૪ માઇલ પર વ્રજમી નદી ઉપર છે.

## બન્ને કોમના જાહેર સ્થળો

જાહેર સ્થળો : મુસ્લીમોના — મસીદ, કોર્ટની અંદર. મુસાફરખાનું. કોર્ટની અંદર. બીજી મસ્જીદ કબ્રસ્તાનમાં. સ્ટેશનની બાજુમાં ગેબનશા પીરની દરગાહ. વ્રાંચી ચોકની બાજુમાં મોમનાનુ ખાનું, અલીબાગ પાંજરાપોળની બાજુમાં મોમનાની બોર્ડીંગ.

હિંદુઓના : પાંજરાપોળ. ગામની બહાર સ્ટેશન દરવાજાની બાજુમાં. ધર્મશાળા. પાંજરાપોળની સામે. મહાજનની વંડી, દેઢીયા દરવાજાની પાસે.

એક દવાખાનું, એક કન્યાશાળા, એક મીડલસ્કૂલ અને તેલની ૩ મીલ માળીઆમાં છે. પાંચ ઘોડાગાડી, ૩ ખટારા અને ૧ મોટર એટલા સ્થાનિક વાહનો છે.

આ માહીતી ઉપરાંત પરવાનાવાળા હથિયાર રાખનારા દરેક માલેકોના નામઠામ અને ઠેકાણાંની તેમજ અટકમાં રાખવા જેવી વ્યક્તિઓના નામઠામ ઠેકાણાંની એક મોટી સંપૂર્ણ યાદી વ્યક્તિગત પૂર્વ ઇતિહાસ સહીત તૈયાર થયેલી. આવું તો બીજું ઘણું નોંધી શકાય પણ નાની રૂપરેખા એટલા માટે આપવી આવશ્યક લાગી કે લોકસેના લડાઇમાં અને એની જવાબદારીમાં સમજતી હતી, પ્રદેશ જીતવા તેમજ માથા મૂકવા કટિબદ્ધ થઇ હતી એમાં બીલકુલ શંકા નથી. એને દેખાવ કરી થોડાક સુરક્ષિત સ્થાનો જ કબજે નહોતા કરવા. એની મહત્વાકાંક્ષા જૂનાગઢના લોકોને જ બળવા માટે તૈયાર કરી, તેમનીજ તાકાતથી નવાબીને નિર્મૂળ કરવાની અને એ રીતે જૂનાગઢને પાકિસ્તાનમાંથી છોડાવવાની હતી.

જૂનાગઢ અને ઉપરકોટ પહોંચવાની તૈયારીઓનું વર્ણન પણ ભારે રોમાંચક અને શાહાદતથી ભરપૂર છે. એની વિગતમાં ઉતરીએ તો પાનાનાં પાનાં ભરાય. પણ એ તૈયારીનો થોડો ઉલ્લેખ કરી લઇએ.

જૂનાગઢ માટે બીલખાથી સીધી સડકે જતાં લેન્સર્સના થાણાં સુધી કયાંય ચોકી નથી. રસ્તો સીધો અને મોટર ચાલી શકે એવો છે. આ સડક હજુર ઓફિસ પાસે આવે ત્યારે ત્યાં દિવસે સડક ઉપર ૭ સંત્રી અને રાત્રે હજુર ઓફિસની અંદર ૭ સંત્રી ભરી બંદૂકે ઉભા રહે છે. તેમની બંદૂકો ૪/૧૦ ની છે. થોડે આગળ દિવાનનો બંગલો આવે છે. ત્યાં દિવસે ૪ અને રાત્રે ૩ શસ્ત્રધારી સિપાઇ રહે છે. એ પછી ઉમરા મંઝીલે ૩ પોલીસની ચોકી છે. ત્યાંથી કાળવો દરવાજો નજીક છે.

## કાળવા દરવાજાનું ગરનાળું

કાળવા દરવાજાની રાંગ નીચી છે. ત્યાંના જમાદાર પાસે કાળવા દરવાજાની તથા શાપુર દરવાજાની ચાવીઓ રહે છે. અહીં ૩ પોલીસ અને એક જમાદાર હોય છે. કાળવા દરવાજાથી ડાબી તરફ પોલીસ હેડકવાર્ટર્સ ૦ાા–૦ાાા ફર્લાંગને અંતરે છે. દરવાજા અને હેડકવાર્ટર્સ વચ્ચે જે રાંગની દીવાલ છે તે ૧૦-૧૧ ફીટ ઉંચી છે. રાત્રે અંદરથી દરવાજો બંધ હોય છે. રાંગની આસપાસ ઝાડ છે. દરવાજા અને પોલીસ હેડકવાર્ટર્સ વચ્ચેની જે રાંગ નીચી છે તેમાં એક ગરનાળું આવેલું છે. ગરનાળાની કમાન તથા નીચેના લાકડામાં સળીઆ જડેલા છે. આ ગરનાળું ૭–૮ ફૂટ લાંબું તથા ૪–૫ ફૂટ પહોળું છે. અને વચ્ચે લોખંડના સળીઆ પાંચ-૭ ઇંચને અંતરે નાખેલા છે. આ ગરનાળું પસાર કરી માણસ નીકળે તો હેડકવાર્ટર્સના નાકા આગળ આવે.

આવું બીજું ગરનાળું કાળવા દરવાજાની જમણી બાજુ છે. એના ૪-૫ સળિયા નીકળી ગયેલા છે. અત્યારે માણસ ચાલી શકે એવો તેમાં માર્ગ છે. કાળવા દરવાજાની રાંગ ઉપર ગટી આગળ વધીએ તો પોલીસ હેડકવાર્ટર્સની ૫-૭ કોટડી જે રાંગ ઉપર આવેલી છે તેના ઉપર છાપો મારી શકાય.

આ તો એક જ મથકની વાત કરી. આવા તો બીજા ઘણા મથકો ઉપર છાપા મારવાની વિગતો, કઈ ટેકરીઓ કયાંથી અટકાવી દેવી તેની યોજનાઓ. સામે લશ્કર અને આધુનિક હથિયારો મંડાઈ જાય તો કઈ રીતે બીજો વ્યૂહ ગોઠવી કામ લેવું તેની તૈયારી વગેરે સંબંધે ઘણું લખી શકાય. પણ એને યુદ્ધ રહસ્ય તરીકે હજી રહસ્ય જ રાખવું જરૂરી છે. આ વ્યૂહ રચનાની નાનકડી ઝલક આપણને કહી જાય છે કે લોકસેનાની પૂર્વ તૈયારી ઘણી મોટી હતી.

વ્યૂહ રચના વગર લડવાથી કશો ફાયદો મળતો નથી તેનો એક બનાવ કુતિયાણામાં જ બની ગયો. એ બનાવથી જોઈ શકાશે કે યોજના અને પ્રજાના સાથ વગર કોઈ પ્રદેશને કબજે કરવા જવું એ બાલકુલ અવ્યવહારૂં પગલું છે. લોકોના કુતિયાણા ઉપર આક્રમણ લઈ જવાની છે એ વાત લગભગ જાહેર થઈ ગઈ હતી. એટલે લોકસેનાની જાણ બહાર એક રાજ્યમાંથી ૨૦૦-૨૫૦ માણસોની ટુકડી કુતિયાણા ઉપર આક્રમણ લઈ ગઈ. એક મત એવો છે કે આ ટુકડીનો ઉદ્દેશ લોકસેનાને મદદ કરવાનો હતો. બીજો મત એવો છે કે લોકસેના કુતિયાણા કબજે કરે તો પ્રજામાં અને આજુબાજુના પ્રદેશમાં ઘણું ક્રાન્તિકારી વાતાવરણ જન્મે. એ ક્રાન્તિકારી વાતાવરણ ઊભું ન થાય એટલે ગણત્રીપૂર્વક આ આક્રમણ ગોઠવેલું. આ ગમે તે હોય પરંતુ એ આક્રમણથી તો લોકસેનાનું કામ વધુ મુશ્કેલ બન્યું.

૨૦૦-૨૫૦ માણસોની ટુકડી કુતિયાણા ઉપર ગઈ ત્યારે એની પાસે કોઈ વ્યૂહ રચના ન હતી. પણ સામગ્રી હતી અને છાપો મારવાની ધારણા હતી. તેઓએ જય ઘોષણાથી પ્રવેશ કર્યો અને કોર્ટ તથા ટ્રેઝરી વગેરે પાસે જઈ સન્ત્રી પાસેથી ચાવીઓ માગી. ચાવીઓ ન મળી એટલે સામસામા ગોળીબાર થયા. દરમ્યાન બીજા પોલીસો અંદરથી સાવધાન થઈ ગયા. જરા વધુ ગોળીની રમઝટ બોલી. કુતિયાણા કબજે કરવા આવેલ દળના ૫-૬ માણસ ઘાયલ થયા એટલે એક સામટી પીછેહઠ શરૂ કરવામાં આવી. જરાક પીછેહઠ જોઈ એટલે કુતિયાણાના રક્ષકો જોરમાં આવી ગયા. પીછેહઠ કરનારા બમણા ગભરાટથી નાસી છૂટ્યા. નાસતાં નાસતાં ફફડાટને કારણે એક બંદૂક, હજાર કાર્તુસની એક પેટી, અને ન ચાલુ થઈ શકેલો બખ્તર પાછળ છોડી. આવેલા માણસો ચાલ્યા ગયા.

## 'આઝાદ કુતિયાણા સરકાર'

આમ કુતિયાણા કબજે કરવા ગયેલા માણસોએ કુતિયાણાના સ્થાનિક મુસ્લીમોને વિજયોત્સવ ઉજવવાની સગવડ કરી આપી. કુતિયાણામાં ૧૩ હજાર મુસ્લીમો અને ૧ હજાર હિંદુઓની વસ્તી હતી. બીજા હિંદુઓ તો જૂનાગઢ પાકિસ્તાનમાં જોડાયું ત્યારથી હિજરત કરી ગયેલા હતા. સ્વાભાવિક રીતેજ મુસ્લીમોમાં ઉત્સાહનું મોજું ફરી વળ્યું. લીગવાદી કાઝી તાજુદ્દીને "આઝાદ કુતિયાણા સરકાર"ની સ્થાપના કરી. જૂનાગઢ શરણે થાય તો પણ કુતિયાણાએ તાબે ન થતાં લડીને સ્વતંત્ર રહેવું એવો નિર્ણય થયો. આસપાસના સિંધીઓને અને ગુંડા તરીકે નામચીન હોય એવા માણસોને ભેગાં કરવામાં આવ્યા. 'પાકિસ્તાન ઝીન્દાબાદ' ના પોકારો સાથે જંગી સરઘસ નીકળ્યા. રહી ગયેલા બખ્તરને દુશ્મનની ચીજ તરીકે લીગી વાવટાઓથી સજ્જ કરી ગામમાં ફેરવવામાં આવ્યો. થોડીજ વારમાં ગુંડાઓએ પોતાની હકૂમત શરૂ થઈ ગઈ હોય એમ હિંદુ કોમ ઉપર ત્રાસનું સામ્રાજ્ય શરૂ કરી દીધું.

પોસ્ટ ઓફિસનાં હિન્દુ નોકરો તેમજ અનિવાર્ય રીતે રહી ગયેલા હિંદુ કુટુંબો અને ગરીબોને કારણે વતન છોડી ન શકનાર રબારી, ભરવાડ, વાઘરી, ઢેઢ જેવા કાંટિયા વર્ણના હિન્દુઓની સતામણી શરૂ થઇ. જીવવું અસહ્ય થઇ પડે એવું વાતાવરણ જામ્યું. ડગલેને પગલે કાપી નાખવાની બધાને ધમકીઓ મળતી હતી. હિંદુઓ થરથરી ઉઠયા. સ્ત્રીઓને પાણી ભરતી અટકાવવામાં આવી. હિન્દુ સ્ત્રીઓને ગુંડાઓ છડેચોક કહેતા હતા કે હવે "કપડાં ઉતારી, નગ્ન થઇ આવશો તો જ પાણી ભરી શકાશે." એ દિવસ તો લોકો તરસ્યે મર્યાં. આસપાસથી રસોઇનું કે પીવાનું પાણી મગાવીને ચલાવ્યું. કોઇ સ્ત્રી ઘરની બહાર પગ મૂકી શકે એમ ન હતું. દરેકના જાન માલ અને આબરૂ જોખમમાં મૂકાયા. કુતિયાણા ન છોડનાર હિન્દુઓ પારાવાર પસ્તાતા હતા.

તાજુદ્દીનના માણસોએ એક વાર તો પોસ્ટ ઓફિસના હિંદુ સ્ટાફને કતલ કરી નાખવા માટે બહાર કાઢયો. પણ પોલીસ ઇન્સ્પેકટર કાસમાંની દરમ્યાનગીરીથી આ કૃત્ય અટકી ગયું. જે મંદિર પાસે આક્રમણ કરનાર પોલીસના બટારા ઉભા રહેલા એ મંદિરના મહંતને પકડી, માર મારી, એના પગના નળા ભાંગી નાખવામાં આવ્યા. મંદિરની ચીજ વસ્તુઓ લૂંટી લેવાઇ. આ ઉપરાંત બીજી સરિયામ લૂંટ અને છેડતી ચાલુ હતી. હિન્દુ જનતા પ્રતિક્ષણે મૃત્યુની રાહ જોઇ ધડકતે હૃદયે જીવતી હતી.

## લોહી તરશી તલવારો

રાત્રે ઉઘાડી તલવારો સાથે ૪૦૦-૫૦૦ સંધિઓ અને મુસ્લીમોનું સરઘસ નિકળ્યું. "આ તલવારથી હવે હિંદુઓને કાપવા છે." "આ તલવારો હવે હિન્દુઓના લોહી માટે તરસી થઇ છે." એવા ગર્જના સાથે દુકાને દુકાનેથી અને ઘેરઘેરથી મોટું ઉઘરાણું શરૂ કરવામાં આવ્યું. ખોરાકની ચીજો, નાણાં અને શસ્ત્રો એકત્ર કરાયાં. આ સંધીઓ અને તોફાની મુસ્લીમો છૂટથી સૌને કહેતા હતા કે "અમારે લડવું છે માટે તમારા શસ્ત્રો અમને સોંપી દો, તમારા નાણાંની મદદ કરો" કેટલાક મુસ્લીમો સ્વેચ્છાથી આ માગણીનો જવાબ વાળતા હતા. કેટલાકની પાસેથી બળજબરીથી વસુલાત થતી હતી. એ રીતે મુસ્લીમ ગૃહસ્થ કુટુંબોના ઘર પર પણ આક્રમણ કરાયેલાં. આવા વાતાવરણમાં હિંદુઓને ઉગરવાનો કોઇ રસ્તો ન હતો. તેઓએ જીવવાની આશા લગભગ છોડી દીધી હતી. કુતિયાણા દોજખ બની ચૂકયું હતું.

શ્રી. રતુભાઇ અદાણી અને તેમના સાથીઓએ કુતિયાણાની સીમમાં આશ્રય લઇ બધી વિગતોની માહીતી મેળવી. કુતિયાણા સર કરવાની પોતાની બધી બાજી ધૂળ મળી ગએલી જોઇ કદાચ એમને નિરાશા આવી હશે. સામાન્ય રીતે કુતિયાણા અગત્યનું લશ્કરી થાણું હતું. ૧૭૫ સીપાઇ અને ઇનફન્ટ્રીના માણસો શસ્ત્ર સજ્જ અહીં રહેતા. એમાં આ નવી જાગ્રતિ શરૂ થઇ એટલે લડવાની તૈયારી પણ વધુ પ્રચંડ કરવાની જરૂર જણાય.

ભાગેલા પોલીસોએ વળતે દિવસે ઘણા ઉલટા સુલટા સમાચારો આપેલા. એને આધારે વર્તમાનપત્રોના ખબરપત્રીઓએ કુતિયાણા વિષે મન ફાવ્યા તારો કરી નાખ્યા 'કુતિયાણામાં ૨૦૦ લશ્કરીઓ છે. ૧૦૦ હથિયારબંધ સિંધીઓ છે. બે મશીનગન છે. સામનો ઉગ્ર છે. કેટલાક લડનારા પાછા કર્યાં છે. બાકીના લડતા લડતા આગળ વધે છે. દુશ્મનની મશીનગનને ચૂપ કરી દેવામાં આવી છે.' આવા સમાચાર મોકલનાર, છાપનાર અને વાંચનાર દુનિયા સામે કુતિયાણાનું જે ચિત્ર હતું એથી જુદું જ કુતિયાણાની સીમમાં બેઠેલા સર સેનાપતિ માટે હતું.

બહારના માણસોના આક્રમણના કારણે લોકસેનાએ લડાયક વ્યૂહ બદલ્યો. પહેલાં કુતિયાણા કબજે કરી પછી ગામો લેવાને બદલે પહેલાં આસપાસના ગામડા જીતી તરતજ કુતિયાણા ઉપર ત્રાટકવું એમ નક્કી થયું.

# છત્રાવામાં છાવણી નાખી

**છત્રાવા નામના** એક નાનકડા પણ પાણીદાર ગામમાં લોકસેનાની છાવણી પડી. ગામલોકોએ કેમળકાભેર સૌને વધાવી લીધા. લાંબા વખતની ગણતરીએ રોટલા પાણીની સગવડ માટે રસોડું ખૂલ્યું. ચૂડીદાર ચોરણી. પાસાબંધી કડિયું (પહેરણ) અને હાથમાં ડાંગ કે કુહાડી લઈને સંધિઓના તેમજ નવાબીના ત્રાસથી રીઢા થઈ ગયેલા મહેર જુવાનો છત્રાવાની છાવણી આસપાસ જામવા લાગ્યા. આધેડ અને વૃદ્ધ મહેરો પણ એક કદમ પાછળ રહેવા ઇચ્છતા ન હતા.

લોકસેનાના મેર સૈનિકોએ છત્રાવાથી કૂચ કરી મહિયારી ગામનો કબજો મેળવ્યો. આ મહિયારી જૂનાગઢથી માત્ર ત્રણ કલાકનાજ મોટર રસ્તા ઉપર આવેલું હતું. ગામની વસ્તી ૫૦૦૦ માણસની. મુખ્યત્વે બધા મહેરજ રહેતા હતા. મહિયારી વ્યૂહની દૃષ્ટિએ ઘણું અગત્યનું હતું. જૂનાગઢથી નવી કુમક આવે તો મહિયારી થઈને જ આવી શકે. એ રીતે મહિયારીનો કબજો જૂનાગઢથી જમીન માર્ગે આવનાર કુમકને અટકાવવા માટેનો સુંદર મોરચો હતો. પણ એવીજ રીતે જૂનાગઢનું મોટું સૈન્ય ચડી આવે તો ધીંગાણું જામવાની પૂરી શક્યતા હતી. મહિયારી કિલ્લેબંધ ગામ છે. દેખાવમાં જ એ રણકાર કરતા ગજવેલ જેવું લાગે. મહિયારીનો કબજો સાચવવામાં મોટું સાહસ હતું. પણ મહેર ટુકડીએ અને સ્થાનિક વસ્તીએ આક્રમણને પહોંચી વળવાની હિંમત પ્રગટ કરી.

જાણે એ હિંમતની કસોટી થતી હોય એમ વળતે જ દિવસે સમાચાર ફરી વળ્યા કે 'જુનાગઢથી લશ્કર આવે છે.' બધા પુરૂષો —એકે એક જણ— સાબદા થઈ ગયા. સ્ત્રીઓ કહે " અમે મહિયારી નહિ છોડીએ ધીંગાણામાં સાથે મરવું છે"

મહેર સ્ત્રી એટલે રજપૂતાણી અને કાઠિયાણીની બરોબરી કરે એવી અંગસૌષ્ટવ વાળી, અને બહાદુર વીરાંગના. બધી સ્ત્રીઓએ દુશ્મનનો સામનો કરવાનો નિશ્ચય કરી લીધો. તરતજ થોડાક કલાકની અંદર પોતાનાં નાનાં બાળકોને અડખે પડખેની બીજી હદમાં રહેતા કુટુમ્બોને ભળાવી આ સ્ત્રીઓ મહિયારીમાં હાજર થઈ ગઈ. હથિયારમાં બંદૂક, તલવાર, સાંબેલું. લાકડી. જે આવ્યું તે હાથમાં પકડયું. ૨૪ કલાક સુધી બધા સ્ત્રી પુરૂષોએ દુશ્મનની રાહ ખડે પગે જોઈ. ગઢના કોઠા ઉપર ચડી ચડીને મહિયારીના જુવાનો દુશ્મનના વાવડ મેળવવા આંખો ખેંચતા હતા. પણ જૂનાગઢ નું લશ્કર ન આવ્યું. એ સમાચાર વજૂદ વગરના નીકળ્યા. જૂનાગઢ બિચારૂં શરણાગતિની વાતચીતમાં મશગુલ હતું ! કોઈ લડવૈયાને એવી ગંધ પણ નહોતી આવતી.

મહેરો તો મહિયારીનું રક્ષણ કરવાની સાથે બીજા ૩-૪ ગામ પણ કબજે કરી ચૂકયા હતા. છત્રાવાની છાવણીમાં ઉત્સાહના પૂર ઉમટતાં હતા. નવાગઢથી શ્રી. જશુભાઈ અને સનતકુમારની આગેવાની હેઠળ

ચુનંદા સૈનિકોની એક ટુકડી આવી પહોંચી. આ સૈનિકો અને મહેરો જુદી જુદી દિશામાં વહેંચાઇ ગયા. અને કુતિયાણા મહાલના ગામડાં કબજે કરવા લાગ્યા. મહિયારીના ૭૦૦ જુવાનો રીતસર લોકસેનામાં ભરતી થઈ ગયા હતા.

## સંધીઓનું ભડુલા તાબે થયું.

ભડુલા ગામ તોફાની સિંધીઓથી વર્ષો થયા નામચીન બન્યું છે. નવાબી અમલદારોની આ સંધીઓ ઉપર અમી દૃષ્ટિ હતી એટલે મહેર સ્ત્રીઓની છેડતી કરવામાં, મહેર બાળકોને 'બાન' તરીકે પકડી જઇ પછી અમુક રકમ લઇ છોડી મૂકવામાં, મહેર ખેડૂતોના ઢોર ઢાંખર પડાવી જવામાં, રસ્તેથી પસાર થનાર માણસના ખીસ્સામાંથી જે કંઇ ચીજ કે રોકડ રકમ હોય– બે ચાર આના કે બીડી બાકસ સુધ્ધાં– તે પડાવી લેવામાં આ સંધીઓ પાવરધા હતાં. તેઓ હથિયાર પણ રાખતાં એટલે ઠીક ઠીક તૈયારી પછી ભડુલા ઉપર લોકસેનાએ કુચ કરી.

રસ્તામાં મોટું વોંકળું આવ્યું. આડે ધડ કેડા કાપતી જીપ ગાડીઓ માટે પણ વોંકળું વટાવવું મુશ્કેલ હતું. મહિયારીના ૧૫૦ જેટલા પ્રજાજનોએ અને ગણવેશધારી સૈનિકોએ પથ્થર ઘાસ લાકડાં જે કંઇ હાથમાં આવ્યું તે એકત્ર કરી અર્ધા કલાકમાં સરસ પુલ તૈયાર કર્યો. લોકોનો ઉત્સાહ અજબ હતો. કાઠિયાવાડની મુલાકાતે કોઇ અમલદાર નીકળવાનો હોય અને એની મોટર માટે દરેક રસ્તા પ્રજાજનોને વેઠે પકડી દુરસ્ત થતાં હોય ત્યારે જોયું હોય તો જાણે પ્રાણ વગરના ખોળીયાંજ કામ કરે છે એવું લાગે. જ્યારે આજે પુલ બાંધવામાં આ પ્રજાજનોનો તરવરાટ સૌ કોઇને મુગ્ધ કરે એવો હતો.

લોક–પુલ પરથી પસાર થઇને જીપ ગાડી અને ટ્રક ખરે બપોરે ભડુલાને પાદર આવી પહોંચી ચોરને કાંધ મારે એવું ટાણું બરાબર દેખાતું હતું. અને એક રીતે ભડુલા ઉપરનું આક્રમણ ચોરને કાંધ મારવા જેવુંજ હતું. ચારે તરફ ખુલ્લું મેદાન હતું. તદ્દન નાનકડું ગામ. પડવા વાંકે ઊભા હોય એવા ભીંતડાના મકાનો. કોઇ ગઢ નહિ, કિલ્લો નહિ છતાં અંદર રહેનાર નાની સંધીની વસ્તી પડખેના અનેક ગામો ઉપર પોતાનો હાકોટો બોલાવતી.

ગામથી એકાદ ફર્લાંગ વાહનો ઊભા રહ્યા. લોકસેનાની બે ટુકડીએ ગામને ઘેરો ઘાલ્યો. એક ટુકડી અંદર ગઈ. પ્રથમ તો ખાડાઓની અંદર, બાંધેલા કૂવાના મંડાણને ટોડલે કે કોઇ પરવાડની ઓથ લઇને બંદુકના અવાજો કરી, સૈનિકો ધીમે ધીમે કૂચ કરવા લાગ્યા. જ્યાં સામેથી બંદુકનો અવાજ આવતો ત્યાં ચેતીને કામ લેવાતું. અર્ધો કલાક ધીંગાણું ચાલ્યું. ઘરની અંદરથી સંધિઓ ગોળીઓ છોડતા હતા. જાણે કે બહારવટીઆના આ ગામની દિવાલો લડી રહી હોય એમ લાગતું હતું. ત્રણેક સંધિ મરાયા. કારણ કે એ ભરી બંદુકો લઇ મેદાને પડયા હતા અને છટકી જવા ઇચ્છતા હતા. ગામ શરણે થયું. એક ડઝન જેટલી બંદુકો અને ૨૭ જેટલા કેદીઓને કબજે કરી લોકસેના આગળ વધી. કેદીઓને નવાગઢ મોકલી દેવામાં આવ્યા. ભડુલા તાકાતની પારાશીશી જેવું હતું. એ પડયું એટલે બીજા સંધિના ૪ ગામ પણ સહેલાઇથી શરણે થઈ ગયા. અને કુતિયાણા હવે નજીક આવી રહયું હતું.

## સરાડીઆ સ્ટેશનનો કબજો

રાત પડી. થાકીને લોથ બનેલા સૈનિકોને સૂતી વખતેજ હુકમ મળ્યો કે વહેલી સવારે ૩ વાગે કૂચ કરવાની છે. કુતિયાણા પહોંચતા પહેલાં સરાડીઆ સ્ટેશનનો કબજો લેવાનો છે. લશ્કરી વ્યૂહની દ્રષ્ટિએ આ વાહનવ્યવહાર ખોરવી નાખવો જરૂરી હતો. રેલ રસ્તે જૂનાગઢથી શસ્ત્ર સામગ્રી મોકલવા માટે આ એકજ સ્ટેશન હતું.

ધનતેરશનું પ્રભાત હતું. સૈનિકોની ટુકડીઓ સરાડીઆ તરફ કૂચ કરી ગઇ. ત્યાંથી સવારની ગાડી પોણા ૭ વાગે જૂનાગઢ જવાની હતી. એ ગાડીને પણ અટકાવી દેવાની હતી. ટ્રક અને જીપમાંથી કૂદી પડી સૈનિકોએ સ્ટેશન ઘેરી લીધું. આખી ગાડીને કબજે કરી, મુસાફરોને ઉતારી મૂકયા. સ્ટેશનની રોકડ સિલકમાંથી દરેકને ટિકિટના પૈસા પાછાં આપી દીધા. સરાડીયાથી કુતિયાણા વચ્ચે દોડતી ખટારા સર્વીસના એ વાહન જપ્ત કરી એનો કબજો લીધો. આજુબાજુના તાર ટેલીફોનના દોરડાં તોડી નાખવામાં આવ્યાં. મુસાફરોને જવા દીધા પછી ટ્રેઇનના ડબ્બાઓથી એન્જીનને છૂટું કરી નાખ્યું. એન્જીન આગળના પાટા ઉખેડી મૂકાયા. એન્જીન તોડવા પ્રયાસ થયો પણ ન તૂટયું. એટલે એક સાહસિક જાણકારે એન્જીન જરા ચલાવી પોતે કૂદકો મારી ઉતરી જઇ અને આગળ જવા દીધું. તૂટેલા પાટાને કારણે બાજુના એક નાલામાં એન્જીન ઉથલી પડયું. ભાંગફોડના આ ઉત્સાહમાં કોઇએ રેલ્વેના ડબ્બાઓ સળગાવી દિવાળીના શરૂ થએલા પર્વની ઉજવણી કરી.

આમ જૂનાગઢ રેલ્વેનું છેલ્લું સ્ટેશન સરાડીયા થોડી વારમાં તો હતું ન હતું થઇ ગયું. એ પછી આ સૈનિકો છત્રાવાની છાવણીએ પહોંચી ગયાં. સરાડીયા સ્ટેશનેથી સ્ટેટની છૂપી ટપાલ થેલી મળી હતી તેમાંથી કુતિયાણામાં ગુજરી રહેલા ત્રાસની અનેક વાતો જાણવા મળી. તાજુદ્દીને સ્થાપેલ આઝાદ કુતિયાણા સરકાર અને એના હથીયારબંધ સરઘસોના વર્ણનો સાંભળ્યા. હવે કેમ રોકાવાય? આરામ માટે એક દિવસ પણ કેમ બગાડાય? કુતિયાણાની હકીકતો સૌ માટે અસહ્ય નીવડી.

કાળી ઘનઘોર રાત હતી. ચળકતા તારલાથી છત્રાવાનું આકાશ મઢાઇ ગયું હતું. ગામ લોકસેનાની પ્રવૃત્તિથી ધમધમી રહ્યું હતું. કુતિયાણાને કબજે કરવા સૌથી વધુ ખમીરવાળા માણસોની અહીંથી કૂચ શરૂ થવાની હતી.

કુતિયાણાના જુલ્મોની વાતોની સાથોસાથે નવાગઢથી છત્રાવા છાવણીમાં આવી પહોંચેલા આરઝી હકૂમતના કાયદા પ્રધાન શ્રી. નરેન્દ્ર નથવાણી અને તંત્રનિયામક શ્રી. પ્રેમચંદ શાહે ખબર આપ્યા કે જૂનાગઢના સત્તાવાળાઓએ હિંદી સંઘનું શરણુ સ્વીકારવાની યાચના કરી છે. એટલે કોઇ પણ ક્ષણે આવી શરણાગતિ થવાનો સંભવ છે.

"સૂલેહની આશાએ ક્ષણ બગાડવી હવે પાલવે એમ નથી." એવી સાફ વાત લડાઇના સંચાલક શ્રી. ગોકુળભાઇ ગગલાણીએ કરી. અને કુતિયાણાની કૂચ વણ થંભી રહી. ૨૦ મોટર ખટારા, બીજા વાહનો અને ૩૦૦ જેટલા સશસ્ત્ર સૈનિકોની વણજારે મધરાતે છત્રાવાથી કૂચ કરી. સાથે જ ખાવા-પીવાનું અને ઓઢવા પાથરવાનું સૌએ લઇ લીધું હતું. અંજામની કલ્પના ન હતી. ઘરની અને છત્રાવાની છાવણીની વિદાય લઇ, વળાવવા આવેલ લોક સમૂહના પ્રેમ અને આશીર્વાદ મેળવી, બધા ચાલી નીકળ્યા. એક ટુકડી સરાડીયાને માર્ગે કુતિયાણા જવા રવાના થઇ. બીજી ટુકડી ભાદર ઓળંગી, પગે ચાલીને કુતિયાણા જવા નીકળી. શ્રી. સનતકુમાર અને જશવંતરાયની આગેવાની હેઠળ લોકસેનાએ કુતિયાણામાં લડવાનું હતું.

આક્રમણ કરવા માટે અગાઉ જે વ્યૂહ અને નકશા તૈયાર કરાયા હતા તેમાં ફેરફારો થઈ ચૂકયા હતા. કૂચ શરૂ થઈ એ પહેલાં રાઇફલધારી અને કુહાડી ધારિયાથી સજ્જ માણસોની ટુકડીઓ અને એનો એકે એક આગેવાન મુકરર થઇ ગયા. દરેકને જરૂરી સૂચનાઓ અપાઇ ગઇ. સંકેત નક્કી થઇ ગયા. દારૂગોળો, પેટ્રોલ, વાહનો, નિસરણીઓ, રેડક્રોસના સાધનો વગેરેનો સજ્જ રસાલો એક યુદ્ધ મોરચાનો હુબહુ ચિતાર રજુ કરતો હતો.

"કુતિયાણા અને જૂનાગઢ ન પડે ત્યાં સુધી અમે જંપીને બેસીશું નહિ." એવી પ્રતિજ્ઞા દરેક માણસે લીધી. એ એક અદ્‌ભુત દશ્ય હતું. કાઠિયાવાડની ધરતી ઉપર આ અપૂર્વ પ્રસંગ કોના હૃદયને પુલકિત નહિ કરે? અભણ પણ બહાદુર મહેરોની એ પ્રતિજ્ઞા અને શહેરની સભાઓમાં ૨૬ મી જાન્યુઆરીએ (આઝાદી મળ્યા પહેલાં) જે પ્રતિજ્ઞા લેવાતી એ વચ્ચે કેટલું બધું અંતર હતું તે અહીં સાફ દેખાઇ આવતું હતું. ધોલેરા, બરવાળા, રાહતળાવ કે માંગલપુર પાસે મીઠું લૂંટવાની જે મસ્તી અને સરફરોશીની જે તમન્ના ૧૯૩૦-૩૨ માં કાઠિયાવાડી જુવાનોએ દેખાડી હતી એ જ તમન્ના આજે આ મહેરોમાં મૂર્તિમંત થતી હતી. આને ક્રાન્તિ સિવાય બીજું કયું નામ આપી શકાય? આ તમન્નાની જવાળા ઘાસની ગંજીમાં દિવાસળી ચાંપો અને આગ ફેલાઇ એમ આખા પ્રદેશમાં ફેલાઈ ચૂકી હતી. જૂનાગઢ તો શું પણ બીજા કેટલાય નવા ગઢોને ભરખી લેવા આ જવાળાઓ તાંડવ કરતી નજરે જોઇ શકાતી હતી.

# કુતિયાણાનો કબજો લીધો

**સ**વારના છ વાગે કુતિયાણાના પાદરમાં સૈન્ય આવી પહોંચ્યું. લોકસેનાના જીવનની આજે સાચી દિપાવલી હતી.' જય હિન્દ' ની ગગનભેદી ગર્જના કરીને છત્રાવાથી નીકળેલી સેનાએ કુતિયાણામાં પાણી બતાવવાનું હતું. શ્રી. ગોકુળભાઇ, શ્રી. નથવાણી, શ્રી. પ્રેમચંદ શાહ લોકસેનાની સંગાથે જ કુતિયાણા ઉપર આક્રમણમાં ભાગ લેવા આવ્યા હતા.

કુતિયાણા ઉપરના આક્રમણ માટે મુકરર થયેલી મુહુર્ત પહેલાં મહંત વિજયદાસજી એમના હજારો અનુયાયીઓને તૈયાર કરવામાં રોકાયા હતા. આજે તેઓ પણ મોરચે હાજર રહયા. વૃધ્ધ ઉંમરે પણ યૌવન થનગનતું હોય એમ મહેરોનાં આગેવાન શ્રી. માલદેવ રાણા ખૂબ ઘૂમ્યા હતા. શ્રી રામભાઇ અને શ્રી. કરસનભાઇએ લડાયક દળ તૈયાર કરેલું તેની પણ કસોટી હતી. મહેરોની લશ્કરી શક્તિને સંગઠીત કરી વ્યૂહ રચના ગોઠવનાર શ્રી. ગોકુળભાઇની મહેનતની આજે પરીક્ષા થવાની હતી.

સૈનિકોએ રાઇફલો 'લોડ' કરી. હેન્ડગ્રેનેડો તૈયાર રાખી. કુતિયાણાના કિલ્લા કાંગરા અને ટાવર લડાઇનો પડકાર કરતા હતા. ૩૦૦ જેટલા સૈનિકોએ કુતિયાણા ઘેર્યું. ગઢ અને બાઇઓ આસપાસ 'પોઝીશન' લઇ તેઓ ગોઠવાયા. ધાણીંગ . . ધાણીંગ . . ગોળીઓ છૂટવા લાગી. ગોળીનો જવાબ મળ્યો નહિ. માત્ર પડઘા જ પાછા ફરતા હતા. કોઇના અવાજો પણ ન સંભળાયા. સૈનિકો વધુ આગળ વધ્યા. એક ટુકડી ગઢ પાસે પહોંચી ગઇ.

થોડી વાર ગઢની રાંગે આશ્રય લીધા પછી ૭ જુવાનો સળવળ્યા ધરતીમાંથી જ જાણે પ્રગટ થતા હોય એમ એક પછી એક ઉભા થયા. એમણે દિવાલ ઠેકી. આ ગજાનન, એની પાછળ સૂર્યકાન્ત, એ પછી સનતકુમાર. એ પછી બીજા ચાર એમ સાતેય જણ ગઢની અંદર ઉતરી ગયા. કોર્ટનું બિહામણું મોટું વિશાળ મકાન એમની નજરે ચડયું. માહીતી તો હતીજ કે કોર્ટના મકાનમાં પોલીસ, હથિયારો વગેરે રહે છે. કેમ અને કયાં આગળ વધવું એનો વિચાર કરવા કોઇ ક્ષણભર થંભે છે. તો બીજો હસીને બોલે છે "મોતના મોંમાં આવી ગયા છીએ હવે ભયની પરવા કેવી ?"

"પણ કંઇ આંધળુકિયા કરીને મરવું નથી. દુશ્મનોને શિકસ્ત આપવા આપણે આવ્યા છીએ." બીજાએ અસલ ઉદ્દેશ સમજાવ્યો.

આવી ધીમી વાતો ચાલતી હતી એ બંધ કરાવીને નાયકે કહ્યું "જુઓ, એક બાજુ કોર્ટનો મોટો કોઠો છે, બીજી બાજુ નવાબના સાળાનું મકાન છે. અને ૧૦૦ વાર જેટલા વિસ્તારમાં ૪-૫ મસ્જીદ છે. ઇંચે ઇંચ જમીન આપણો સામનો કરે એવી છે – સાવધ બનો."

## સનન્...કરતી ગોળીઓ આવી

દરેક જણને પોતાની જવાબદારી સંભાળી લેવા સ્થાન સોંપાય છે ત્યાં જ સનન્...સનન્ કરતી ગોળીઓ આવી. એ ગોળીઓ દુશ્મનની ન હતી પણ ગઢની બીજી બાજુ ખાઇમાં બેઠેલા લોકસેનાના માણસોની હતી. તેમને ગોળીબાર બંધ કરવાનું કેમ કહી શકાય? એ પણ આગળ વધી રહ્યા હતા. એટલે આ ગોળીઓથી પણ બચીને સૈનિકોને આગળ ચાલવાનું હતું.

કિલ્લામાં ઉતરેલા સૈનીકોએ સારી જગ્યા શોધી ઉંચે સ્થાને બ્રેનગન ગોઠવી. ફાયરીંગ શરૂ થયું. પણ સામનો થયો નહિ એટલે બધા વધુ આગળ વધ્યા. કોર્ટની દિવાલ પાસેનું એક મોટું મકાન ખોલી તેઓએ આસપાસ નજર કરી તો બધું જ ખાલી હતું. એટલે એ વિસ્તારની જડતી લઇ, એનો કબજો જાળવવા બે સૈનિકોની ચોકી મૂકી દેવામાં આવી.

એક સૈનિકની પીઠ ઉપર બીજો ચડી જાય, રાઇફલ સાથે નાની દિવાલ કૂદી જાય, અને એમ કરી બે ત્રણ શક પડતી બંધ જગ્યાઓ પણ જોઇ લેવામાં આવી. પોલીસ લાઇન ખાલી હતી. એના કોઠા ઉપર એક સૈનિકનો પહેરો મૂકી દેવાયો. બાકીના સૈનિકોએ આગળ વધી, એક ઉંચી દિવાલ ઉપર ચડી, કિલ્લા બહારના સૈનિકોની ટુકડીઓને અંદર આવવા નિશાનીઓ કરી. વધુ દળ આવી પહોંચ્યું.

જ્યાં સામના માટેની તૈયારીઓ રાખી હતી એ સ્થાનો સૂમસામ થઇ ગયેલા દેખાયા કુતિયાણાને ઘેરો ઘાલી પડેલ સૈન્યે પોતાનાં માર્ગો તદ્દન મોકળા જોયા એટલે થોડી વારમાં લોકસેના કુતિયાણાની અંદર આવી ગઇ. પોલીસ ઇન્સ્પેકટર કાલેખાનને શરણે થઇ જવાની અર્ધા કલાકની મહેતલ આપવામાં આવી. એ અને એના શહેરી પોલીસદળે શરણાગતિ સ્વીકારી લીધી. બધા હથિયારો સોંપી દીધા. પહેલી નજરે જંગ ખતમ થયો લાગતો હતો.

## તાજુદ્દીન ખપી ગયો

પરંતુ કુતિયાણા મોટું હતું. બીજી જગ્યાઓએ ઝપાઝપીઓ ચાલુ રહી હતી. બંધ મકાનોમાંથી ગોળીબારો થતા હતા. કેટલાક ઘરોમાં ઝડતીનું કામ ચાલતું હતું. શક પડતા માણસોને અટકાયતમાં લેવાતા હતા. ધીંગાણામાં કુતિયાણા આઝાદ સરકારનો સ્થાપક તાજુદ્દીન ખપી ગયો હતો. બેટેલીયનના ૭૦-૭૫ માણસો શરણે થવાને બદલે સામનો કરતા હતા.

લોકસેનાની ટુકડીઓ તેમજ વેગથી આગળ વધી રહેલી જીપ ગાડીઓ ચારે તરફ ઘુમીને પરિસ્થિતિને કાબુમાં લઇ રહી હતી.

"ચલો. ડાક બંગલે. પહોંચો ડાક બંગલે." એવા સંદેશા ફરી વળ્યા.

શહેરની પશ્ચિમે આવેલ ડાક બંગલાનો રસ્તો અને ૪ ગલીઓના મકાનો જંગના મેદાન સમા બની રહ્યા હતા. બંધ મકાનોમાંથી ધડાધડ ગોળીઓ છૂટતી હતી. દિવાલની ઓથ લઇને બચાવ કરી રહેલા લોકસેનાના ૩-૪ સૈનિકો ૨૦ મિનિટથી ઘેરાઇ રહ્યા હતા. એક બાજુ થોડે અંતરે એકવડીઆ શરીરના પણ વજ્રનિશ્ચયી મહંત વિજયદાસજી વંડીઓ ઠેકતા, મકાનો વટાવતા બે ત્રણ સાથીદારો સહિત મોરચા તરફ ધસી રહ્યા હતા. વચ્ચે આવેલી ગોળીઓની એમણે પરવા ન કરી. બબ્બે પાંચ પાંચ કદમે ફાયરીંગ ચાલુ રાખી, શેરીના એક સંગમ પાસે બરાબર 'પોઝીશન' લઇ દુશ્મનોને એમણે પડકાર્યા.

દરમ્યાન વધુ મદદ આવી પૂગી. બ્રેનગન ગોઠવાઈ ગઈ. નીચા મકાનની અગાશી ઉપરથી નિશાન લેવાયા. જે દિશામાંથી ગોળીઓ આવતી હતી એ દિશામાં બ્રેનગન ફૂંકાતી હતી. થોડીક વાર તો ગોળીઓની રમઝટ બોલી.

## લોકસેનાનો સૈનિક ઘવાયો

લોકસેનાનો એક સૈનિક પડયો. ઘવાયો. એને રેડક્રોસની ગાડી ઉપાડી ગઈ.

એક કલાક થવા છતાં શેરીઓના મકાનોમાંથી આવતા ગોળીબાર મોળા પડયા નહિ એટલે આગેકૂચ કરવાનો નિર્ણય કરી, બ્રેનગન સહિત સૈનિકો એ મકાનોની દિશા તરફ આગળ વધ્યા. મદ્રેસાની એક દિવાલની ઓથે અર્ધા વાંકા વળી જઈ, ધીમે ડગલે લગભગ ૧૦૦ વારનું અંતર કાપી લોકસેનાની ટુકડી લડાઈના મેદાનની સામે આવી પહોંચી. ચલચલની ચાલી નામે ઓળખાતું એક નાનકડું મકાન અને એની અગાસી દુશ્મનોના અડ્ડાનું મોટું મથક બન્યું હતું.

આ અગાસીની સામે બ્રેનગન ગોઠવાઈ. અર્ધો કલાક સુધી સામસામા ગોળીબાર થયા પછી દુશ્મનના પક્ષમાંથી ધોળી ધજા ઉંચી થઈ. એક આદમીએ ઉભા થઈ સુલેહ યાચતો એ સફેદ ધ્વજ હલાવ્યો. સૈનિકો શાન્ત થયા. ૧૫ જણની એક ટુકડી શરણાગતિ સ્વીકારનારને કબજે કરવા આગળ વધી. જરાક અંતર કપાયું હશે ત્યાં તો સફેદ વાવટા જ ગુમ! બંદુકમાંથી ગોળીઓ છૂટી. એકદમ સૈનિકો સાવધ થઈ ગયા. દગો રમાયો હતો.

ફરીથી પોઝીશન લઈ, ચેતવણી સાથે ફાયરીંગ કરવામાં આવ્યું. બ્રેનગનને નજીક લાવી સેનાપતિએ મોટે અવાજે બુમ મારી કે "હવે શરણે નહિ થાઓ તો કોઈના જાન સલામત નથી."

વળી ધોળો ઝંડો ઉંચો થયો. રાઈફલની નાળ ધરી રાખી, સૈનિકો ચહેરા ઉપર સખ્તાઈ રાખી આગળ વધ્યા મોખરે રહેલા ગબરૂભાઈ એમના નામથી ઉલ્ટી જ લાયકાત ધરાવતા હતા. દગો રમેલા દુશ્મનની કાંધ ઉપર પંજો મારવાના નિર્ણય સાથે તેઓ ડગ ભરી રહ્યા હતા.

લોકસેના સામે લડી રહેલાઓનો આગેવાન બેટેલીયનનો એક હવાલદાર હતો. પડછંદ દેહ, મોટી મૂછો અને મીલીટરી પોશાકવાળો આ અમલદાર યુ. પી. નો મુસ્લીમ રહેવાસી હતો. સૌથી પહેલા એને પકડવામાં આવ્યો. રીવોલ્વરની અણીએ બીજા સ્થળો અને માણસો બતાવવાની એને ફરજ પાડવામાં આવી. અને એની સાથે લડી રહેલા ૨૦–૨૨ બટેલીયનના માણસોને કેદ કરવામાં આવ્યા. અહીંથી ૩ રાઈફલ, ૧૦ બંદુક અને સંખ્યાબંધ કાર્તુસો લોકસેનાના હાથમાં આવ્યા. બાકીના બેટેલીયનના માણસો પાછળના ભાગમાંથી ભાગી છૂટયા.

## સામનો કરનારને નિઃશસ્ત્ર કર્યા

શરણે થયેલા બેટેલીયનના હવાલદારે આગળ ચાલીને સામનો કરનારાઓનું એક બીજું મકાન ડાક બંગલા પાસે દેખાડયું. હવાલદારે જ બુમ પાડી, બીજા લોકોને શરણે થઈ જવા કહ્યું પણ જવાબમાં ગોળીઓ આવી. એ ઘરને લોકસેનાએ ઘેરી લીધું. આસપાસ ચાંપતો બંદોબસ્ત મૂકી થોડા માણસો ઘરમાં ગયા. સામનો કરનારને થોડી વારમાં નિઃશસ્ત્ર કરી દેવામાં આવ્યા, અને વીણી વીણી કેદ કર્યા. ઘરની જડતી લીધી તો હથિયારોનો સ્ટોર હોય એવું લાગ્યું. ૪૪ બંદુક, ૫ રાઈફલ, કાર્તુસોની પેટીઓ તેમજ લશ્કરી ગણવેશના કપડાં, પટ્ટા વગેરે હાથ કર્યું.

મુસ્લીમ ઘરોમાંથી સામનો થતો હતો. લોકસેના કોઇ ઉપર વેર વાળવા આવી ન હતી. પાકિસ્તાનમાં જનાર નવાબના અમલનો અંત આણવા આ લડાઇ ઉપડી ને આગળ કહેવાઇ ગયું છે. આ આક્રમણને કોમી સ્વરૂપ આપવા પ્રયાસ થયો. પરંતુ લોકસેનાએ પહેલેથીજ બીનકોમી વલણ અખત્યાર કરી શરણે થનારને તરતજ સંપૂર્ણ નિર્ભયતા બક્ષવાની નીતિ અંત સુધી ચાલુ રાખી.

હજી કેટલાય ઘર લડાઇ આપી રહ્યા હતા. રીવોલ્વરની અણીએ બહાદૂર હવાલદાર ચાલતો હતો એ જોઇને ઘણાખરાને લોકસેનાની તાકાતનો પરિચય થઇ ચૂકયો હતો. અને તેઓ શરણે થઇ જતા હતા. શરણે ન થનાર સ્થળ ઉપર લડાઇ ચાલતી હતી. લોકસેનાની જુદી જુદી ટુકડીઓએ સવારના ૭–૩૦ વાગેથી લડાઇ શરૂ કરી હતી ને ઠેઠ બપોરે ૨–૩૦ વાગે પૂરી થઇ.

રેલીકોલ—એકત્ર થવાનું બ્યુગલ વાગ્યું. લોકસેનાએ ઘણું પરાક્રમ કર્યું હતું. સૌ કોર્ટના મેદાનમાં એકઠા થયાં. રીતસરની લડાઇ લગભગ પૂરી થઇ હતી. ૧૨૫ માણસો કેદ પકડાયા. ૧૭૧ જેટલી બંદૂક રાઇફલ કબજે થઇ. હવે ટુકડીઓને ચોકી પહેરા ઉપર અને શક પડતા ઘરોની તેમજ માણસોની જડતી લેવાની કામગીરી બજાવવાની હતી. એ માટેના હુકમો નાયકોને અપાઇ ગયાં.

પાંચ વાગ્યા સુધીમાં ૭૦૦ માણસોની ગીરફતારી કરવામાં આવી. અને બધાને કાચી જેલમાં વધુ તપાસ માટે પૂર્યાં.

છ વાગે કુતિયાણાની બજારમાં બ્યુગિયો ટીપાયો. એકે એક પ્રજાજનને ચેતવણી આપવામાં આવી કે જે કંઇ હથિયાર પોતાની પાસે હોય તે આરઝી હકૂમતને—નવી સરકારને—સુપ્રત કરી દે. આની જબ્બર અસર થઇ. ધાક અને દહેશતને લીધે સારાં તેમજ તદ્દન જૂના હથિયારોનો ઢગલો થઇ ગયો.

લોકસેનાએ રાતથી સવાર સુધીનો કરફ્યુ કુતિયાણા ઉપર જાહેર કર્યો એટલે શેરીઓના યુદ્ધ સમાપ્ત થઇ ગયા.

ચોગાનમાં સૈનિકો ભેગા થયાં. ટુકડી વાર ગીનતી થઇ. અને રાતની ફરજ બજાવવા અંગે સૂચના અપાઇ.

## નવી મીલીટરી ધસી આવે છે !

ત્યાં તો બહારથી હાંફતાં હાંફતાં એક જણે આવીને ખબર દીધા. 'નવી મીલટરી ગામ તરફ ધસી આવે છે !"

સૌ ભડકયા. 'પોઝીશન' લેવા હુકમ અપાયા. થોડી વારમાંજ બીજો સંદેશો મળ્યો, "યુનીયન સરકારની મીલીટરી છે. દોસ્તીનો વાવટો ફરકાવતું લશ્કર આવે છે."

વાતાવરણમાં સાનંદાશ્ચર્ય ફરી વળ્યું.

લોક સેનાના નાયકો અને હિંદી સંઘના લશ્કરી અમલદારો વચ્ચે વાતચીત ચાલી. "જૂનાગઢની શરણાગતિ સ્વીકારી લેવામાં આવી છે. એટલે હવે કુતિયાણા અમે સંભાળી લઇએ છીએ." એમ લશ્કરી મોવડીએ કહ્યું.

"પરંતુ અમને આરઝી હકૂમત તરફથી હુકમ ન મળે ત્યાં સુધી કબજો કેમ છોડી શકાય?" લોકસેનાએ જવાબ વાળ્યો.

વાટાઘાટને અંતે માર્ગ કઢાયો : બધો મુલ્કી વહીવટ લોકસેનાના હાથમાં રહેવા દેવામાં આવ્યો. ઉપરાંત એક વિસ્તાર લોકસેના હેઠળ બંદોબસ્ત માટે રખાયો. બાકીના કુતિયાણા ઉપર હિંદી સંઘનું લશ્કર ગોઠવાઈ ગયું. રાતનો કરફયુ હતો એટલે બીજી કોઈ ધમાલ ન હતી.

અગિયાર વાગે કોર્ટના ચોગાનમાં જાજમ પાથરી. સૈનિકો થાક ઉતારવા સૂતા ત્યાં તો બૂમ પડી કે, 'ઉઠો, આગ લાગી છે.'

સૈનિકો દોડયા. પીવાના પાણીની મુશ્કેલી હતી ત્યાં આગ ઠારવી કેમ કરીને? પાસેની એક ડંકીમાંથી થોડું થોડું પાણી મેળવી બે કલાક સતત મહેનત કરી આગને કાબુમાં લીધી. એ પછી બધા સૂતા.

દોઢ કલાક જેટલી નિદ્રા થઈ હશે ત્યાં ફરીથી બૂમ પડી "આગ! આગ!"

વળી સૌ દોડયા. જઈને જુએ છે તો એની એ આગ હતી. પહેલીવાર તે સંપૂર્ણ કાબુમાં નહિ આવી હોય. એક કલાક મહેનત કરી આગ બૂઝાવી દીધી. ફરીને સૈનિકો પથારીમાં ગયા.

હવે ઉંઘ શાની આવે? આખો દિવસ ગોળીઓની ધમાલ હતી. કોઈને ખાવાની નિરાંત મળી ન હતી. કેટલાક તો જમ્યા વગર જ આરામ પર ઉતર્યા હતા. કોઈએ થોડુંક કંઈક પેટમાં નાખી પાણી ઉપર દિવસ ખેંચી કાઢયો હતો. એમાં આગે દેખાવ દીધો એટલે આરામ પણ ગયો.

"કાળી ચૌદશની રાત છે. સોરઠને આઝાદ કરવું છે. રમત નથી." એમ એક જુવાને ટકોર કરી થાકેલા સૈનિકોમાં મર્મ પેદા કર્યો.

## દીપોત્સવીનું પ્રભાત

સવાર પડયું. દીપોત્સવીનું પ્રભાત હતું, એની તો ઘણાખરાને ખબર જ ન હતી. છાવણી, રણવગડા અને ફાયરીંગ–એ વાતોમાં તિથિ અને પર્વને કોણ યાદ કરે? આજે કુતિયાણામાં લોકસેનાની કોર્ટ બેઠી હતી. લગભગ ૧૦૦૦ માણસો કાચી જેલમાં હતા. એ બધાનો ન્યાય કરવાનો હતો.

લશ્કરી અદાલતમાં ન્યાયાધીશ લોકસેના તરફથી નિયુક્ત થયા. અને જ્યુરી તરીકે કુતિયાણાના ૬ પ્રતિષ્ઠિત નાગરિક—ચાર મુસ્લીમ અને બે હિંદુ—ને લેવામાં આવ્યા. જ્યુરીની બહુમતિએ જ દરેક કેસનો ફેંસલો અપાયો. એમાં કાયદાના નિષ્ણાત શ્રી. નરેન્દ્ર નથવાણી શ્રી૰ પ્રેમચંદ શાહ અને શ્રી૰ ઘનશ્યામ ઓઝાએ આ અદાલતને મદદ કરી. મુસ્લીમ બહુમતિએ જેમને ભયંકર અને જેલમાં રાખવા જેવા જાહેર કર્યા એવા ૪૦ માણસોને રાખી બાકીના બધાજ કાચા કેદીઓને મુક્ત કરવામાં આવ્યા.

લોકસેનાના હાથમાં તંત્ર રહ્યું ત્યાં સુધી કોમ તરીકે મુસ્લીમોને કશો જ અન્યાય ન થાય એની સંપૂર્ણ કાળજી લેવાઇ હતી. આરઝી હકૂમતનો એ મુખ્ય હુકમ હતો. કુતિયાણાના મુસ્લીમોએ હિંદુઓ ઉપર ૩–૪ દિવસ સુધી જે ભયંકર જુલ્મો ગૂજારેલા તેનું વેર કોઈએ લીધું નહિ એટલુંજ નહિ પણ વેર લેવા માટે ગામડાંઓમાંથી ચડી આવેલા લોકોને લોકસેનાએ પાછાં કાઢેલા.

## આરઝી હકૂમતનું જાદુ

એક દરવાજા ઉપર લોકસેનાનો પહેરો હતો. રાત પૂરી થાય અને દિવસ ઉગે એની રાહ જોતું મોટું ટોળું દરવાજા બહાર જમા થયું હતું. અને આખી રાત ખુલ્લામાં સૂતું હતું. દરવાજો ઉઘડતાંજ એમણે ધસારો કર્યો. સૈનિકોએ આ લોકોને અટકાવ્યા. પૂછ્યું "ક્યાં જાઓ છો?"

"ગામ લુંટવા." લોકોએ જવાબ આપ્યો.

" ન લુંટી શકાય. આરઝી હકૂમતનું રાજ છે. હવે બધા સરખા." સૈનિકોએ જવાબ વાળ્યો.

લોકો અભણ હતા. પણ આરઝી હકૂમતનું જાદુ જબ્બર હતું. આગળ ઉપાડેલા ડગ થંભી ગયા.

" તો કંઈક કરો. રાત આખીના ભૂખ્યા છીએ. પાછા કેમ જઈએ?" ટોળામાંથી એક મોવડી બોલ્યો.

ચોકી કરનાર સૈનિક પણ એવોજ શાણો હતો. એણે ગામમાંથી શીંગ અને બાજરાનો જથ્થો લાવી આપી. આ લોકોની ક્ષુધાને સંતોષી. અને પાણી પીઈને લોકોનું મોટું ધાડું પાછું ચાલ્યું ગયું.

આ પ્રકારની સમજાવટમાં મહંત વિજયદાસજીનો હિસ્સો મોટો હતો. તેમની ધાર્મિક અસર હેઠળ ઘણા લોકો હતા. એટલે એમનું કહ્યું માની જતા.

લડાઈના મોરચા ઉપર આવેલ, છ વર્ષથી દીક્ષા પામેલા. ૨૫ વર્ષના આ મહંતને હસતા હસતા એક સૈનિકે પૂછ્યું, "તમે કઈ જ્ઞાતિના છો?"

'જાત ન પૂછીએ સાધુકી
જો પૂછીએ સો જ્ઞાન.
મોલ કરો તલવાર કા
પડા રહન દો મ્યાન'

એવું એક પદ સંભળાવીને એમણે સૈનિકને ચુપ કરી દીધો. બરોબર આવો જુવાન સાધુ પાકિસ્તાન સામેના મોરચામાં રણે ચડે એ ક્રાન્તિ જ કહેવાય.

કુતિયાણાના મુસ્લીમ ઘરોની જડતી લેવાની હતી ત્યારે ઘણા શ્રીમંત મુસ્લીમોએ સૈનિકોને તિજોરીના ચાવી કે રૂપિયાની નોટો બતાવી કહેલું કે "જે જોઈએ તે લઈ જાઓ."

## ગરીબ મુસ્લીમોને મદદ કરી

પણ ફરજ ઉપરનો કોઈ સૈનિક પોતાના કર્તવ્યમાંથી ડગ્યો ન હતો. કેટલાક મુસ્લીમોએ પોતાના કુટુમ્બનું રક્ષણ માગ્યું ત્યારે લોકસેનાના સૈનિકો મુસ્લીમ સમુદાયની વચ્ચે જઈને સંરક્ષણ કરવા ઉભા રહી ગયા. કેટલાક ગરીબ મુસ્લીમોને નાણાંની થોડી જરૂર હતી તે પણ પૂરી કરવામાં આવેલી. મુસ્લીમ પ્રજાજનોએ સાથે ચાલીને પોતાની કોમના ઉશ્કેરણી ફેલાવનારા, હથિયારો રાખનારા, કાળાં બજાર કરનારા, વાહનો ધરાવનારા, વગેરેના ઘરો બતાવ્યા હતા.

કુતિયાણાની આવી બે દિવસની પ્રવૃત્તિ પછી લોકસેનાએ કુતિયાણા છોડયું. સંપૂર્ણ કબજો નવા તંત્રને આપી દેવામાં આવ્યો.

કુતિયાણાનું આક્રમણ ચાલતું હતું એ દરમ્યાન લોકસેનાની બીજી એક ટુકડી કેપ્ટન બલવંતસિંહના રાહબરી હેઠળ ભેંસાણના ગામડાંઓ કબજે કરતી કરતી તળ ભેંસાણ ઉપર આક્રમણ કરવાની તૈયારીમાં હતી. ૮મી નવેમ્બરની સાંજ સુધીમાં ભેંસાણના ૧૨ ગામડાં શરણે થઈ ગયાં હતાં.

ત્રીજી ટુકડી શ્રી. ગુણવંતરાયની આગેવાની નીચે વીસાવદર ઉપર છાપો મારી અને જૂનાગઢથી છૂટું પાડવાની યોજનામાં મશગુલ હતી. એ માટે લોકસેનાના સૈનિકો ગીરના જંગલમાં તેમજ બીલખા પાસે નાકાબંદી કરીને લડવા બેસી ગયા હતા.

ચોથી ટુકડી શ્રી. બંસીલાલ શાહ અને જયંતિલાલ ભટ્ટની દેખરેખ નીચે ઉના મહાલ કબજે કરવા પ્રવૃત્તિ ચલાવી રહી હતી.

## સંપૂર્ણ ક્રાન્તિની તૈયારી.

ઉપરાંત કુતિયાણા કબજે કર્યા પછી મેર સૈનિકોની કૂચ સીધી કેશોદ તરફ થવાની હતી. કેશોદથી માળીઆ અને ત્યાંથી સીધા વેરાવળ પહોચવાનું હતું. જેમાં કેશોદના મૈયા રજપુત, વંથળીના આહીર, માળીઆના હાટી, વેરાવળના ખારવા અને પાટણના કારડિયા રજપુતો મળીને હજારો લડવૈયા સામેલ થવાના હતા. એ માટેનો બધો સરંજામ તૈયાર હતો; આગેવાનોની સુચનાની રાહ જોઈ ખડે પગે ઉભા હતા.

પણ ૧૯૪૭ના નવેમ્બર માસની ૯મી તારીખનો દિવસ ઐતિહાસિક બનવા સર્જાયો હતો. જૂનાગઢે હિંદી સંઘની શરણાગતિ સ્વીકારી લીધી અને લડત બંધ રાખવાના હુકમ આરઝી હકૂમતે દરેક મોરચે પહોચાડી દીધા. લડવા તૈયાર થઇ બેઠેલા સૈનિકો માટે આ સંદેશ બારે આશ્ચર્ય પમાડનારો હતો. તેઓ વિજયના આનંદથી મસ્ત બની નવાગઢની છાવણી તરફ રવાના થઈ ગયા.

૧૦મી તારીખ સુધીમાં લોકસેનાએ કુતિયાણા મહાલ સહિત ૧૦૬ ગામ કબજે કર્યા હતા. સંધિ થઈ એ દરમ્યાન કરેલ કબજો તેમજ પોતાને વહીવટમાં ન ફાવે એવા ગામો હિંદી સંઘના નવા વહીવટી તંત્રને આરઝી હકૂમતે સુપ્રત કરી લગભગ ૫૦ ગામોનો વહીવટ પોતાના હાથમાં રાખ્યો.

# સરદાર પટેલનો વિજય પ્રવેશ

હિંદી સંઘના લશ્કરે જૂનાગઢનો કબજો લીધો એ પછી જૂનાગઢના પ્રશ્ન ઉપરથી ઉભી થયેલી ગૂંચો અને કોયડાઓ ઉકેલવા અને આખા કાઠિયાવાડના રાજવીઓ તેમજ જનતા પર તેની અસર કેવી પડી છે તે નજરે નિહાળવા હિન્દના નાયબ વડાપ્રધાન અને રાજસ્થાની ખાતું સંભાળી રહેલા સરદાર વલ્લભભાઈએ પોતે ૧૩ મી નવેમ્બરે જામનગર, રાજકોટ થઈને જૂનાગઢમાં વિજય પ્રવેશ કર્યો.

રાજા મહારાજાઓએ અને જનતાએ સરદારનું ઠેરઠેર સ્વાગત કર્યું. સરદાર વલ્લભભાઈએ જે અજબ કુનેહથી કામ લીધું તેના અભિનંદન અપાયા. એ મુલાકાત પછી એકજ મહીનામાં કાઠિયાવાડના સત્તાવાર એકમની જાહેરાત થઈ. આખા કાઠિયાવાડનું રાજકારણ આ રીતે પલટી નાખનાર હિંદના આ લોખંડી પુરૂષને સૌરાષ્ટ્રના સંતાનો પેઢીઓ સુધી યાદ કરશે.

## શરણાગતિ પાછળનું રહસ્ય

જૂનાગઢની ગંજાવર મેદની સમક્ષ સરદારશ્રીએ શરણાગતિ પાછળનું રહસ્ય સમજાવતાં કહ્યું કે "મેં નવાબ સાહેબને મળવા માટે મારા મંત્રીને જૂનાગઢ મોકલ્યા. નવાબના દીવાને કહ્યું, નવાબની તબિયત સારી નથી. ખરે વખતે માંદા પડી જાય તેમને ખુદા પણ મદદ કરતો નથી! દીવાન તો પાકિસ્તાનને વેચાઈ ગયા હતા. કાઠિયાવાડમાં રાજ કરવું હોય તો હિંદી સંઘ સાથે મૈત્રિ વધારવાનો દાવ ખેલે એવો શાણો દિવાન પોતાની પાસે હોવો જોઈએ એટલી સાદી વાત નવાબને સુઝવી જોઈતી હતી.

જૂનાગઢમાંના પ્રદેશમાં દાખલ થવાનો તો અમારો ઈરાદો પણ ન હતો. આર્થિક બહિષ્કારના પરિણામે રેલ્વે તેમજ બંદર વગેરે સાધનો દ્વારા મળતી આવક લગભગ અટકી પડી હતી. બીજા હાથપર જૂનાગઢના પ્રશ્નનું પ્રગનમતથી નિરાકરણ કરવાની સૂચનાનો પાકિસ્તાને સીધો જવાબ ન આપ્યો ત્યારે સામળદાસ ગાંધીએ આરઝી હકૂમત રચી. ગાંધીજીના ભત્રીજાને તલવાર ઉપાડવી પડી. તેને મન આ વાત ધર્મરૂપ થઈ પડી હતી. પાકિસ્તાન તલવારની ભાષામાં જ વાત કરવા માગે તો બીજું કરવું પણ શું? સામળદાસના માંડલ મોરચામાં એક પછી એક ગામ પડવા માંડયા. જૂનાગઢ બધી બાજુએથી ઘેરાઈ રહ્યું હતું. પાકિસ્તાન પાસેથી સહાય મેળવવાની આશાથી હાર્વે જોન્સ કરાંચી ગયા. પરંતુ તે ખાલી હાથે પાછા ફર્યા. દીવાન સાથે મંત્રણા ચલાવ્યા પછી તેમને સામળદાસ ગાંધી સાથે સમાધાન માટે સંદેશા ચલાવવાની ફરજ પડી. આ સંદેશાને પરિણામે જૂનાગઢનો વહીવટ આરઝી હકૂમતને સોંપી દેવાનું ઠર્યું. નવેમ્બરની તા. ૬-૭ દરમ્યાન આ નિર્ણય લેવાયો. સામળદાસે બીનશરતી શરણાગતિ માગી. આ વસ્તુની ચર્ચા કરવા મેજર

હાર્વે જોન્સ ફરી જૂનાગઢ ગયા. મંત્રી મંડળની તેમજ જમિયતની સલાહ લેવાઇ. જમિયતે આરઝી હકૂમતને બદલે પ્રાદેશિક કમીશ્નર (હિંદી સંઘ) ને વહીવટ સોંપી દેવાની સૂચના કરી. પ્રજાનો મત પણ લેવાયો. છેવટે પ્રાદેશિક કમિશ્નર દ્વારા હિંદી સંઘને શરણે આવવાનું નક્કી થયું. દીવાન ભૂતોનો પત્ર લઇને હાર્વે જોન્સ રાજકોટ આવ્યા અને પ્રાદેશિક કમિશ્નરને મળ્યા. કમિશ્નરને તેમણે વિનંતિ કરી કે જૂનાગઢમાં વહીવટી તંત્ર પડી ભાંગ્યું છે. લોહી રેડાતું અટકાવવા માટે અમે શરણે આવવાને તૈયાર છીએ માટે તમે જૂનાગઢનો બીનશરતી કબજો લઇ લો."

આ રીતે સરદાર સાહેબે જૂનાગઢની સ્થિતિનો ચિતાર આપ્યો અને પછી વધુ પ્રકાશ પાડતાં જણાવ્યું કે "દીવાન ભૂતોનો અમને પત્ર મળ્યો તે પહેલાં તો તે જૂનાગઢ છોડી કરાંચી ઉપડી ગયા હતા. ત્યાંથી તાર કરીને તેમણે જણાવ્યું કે "મેં પાકિસ્તાનના ગવર્નર જનરલને મારા પગલાંની જાણ કરી છે. શરણાગતિ સ્વીકારવા બદલ હું તમારો આભાર માનું છું." પાકિસ્તાનના પ્રત્યાઘાત માટે અમે ૨૪ કલાક રાહ જોઇ. પરંતુ તેના તરફથી કંઇ જવાબ આવ્યો નહિ. પાકિસ્તાનની સંમતિ વગર જૂનાગઢ આવી શરણાગતિ સ્વીકારે એમ અમે માનતા ન હતા. પાકિસ્તાન આ બધી વાત જાણતું હોવું જ જોઇએ. એમ અમે ધારી લીધું હતું. અમે જૂનાગઢની શાંતિ જાળવવા માટે જ નહિ પરંતુ આખા કાઠિયાવાડમાં તેના માઠા પ્રત્યાઘાતો પડતા અટકાવવા માટે જૂનાગઢમાં કૂચ કરવાનો નિર્ણય કર્યો. નવમી તારીખે અમે જૂનાગઢ કબજે લીધું. મેં માન્યું કે ચાલો જૂનાગઢનો પ્રશ્ન પતી ગયો. પરંતુ કરાંચી પહોંચ્યા પછી દીવાન અને પાકિસ્તાનના સત્તાવાળાઓએ બૂમરાણ શરૂ કર્યું કે અમને જૂનાગઢનો કબજો લેવાનો અધિકાર ન હતો. પાકિસ્તાને દલીલ આગળ કરી કે શરણાગતિ પર સહી કરવાનો અધિકાર જ દીવાનને ન હતો. અને હિંદી સંઘના પગલાંને એક હુમલા તરીકે ગણવામાં આવશે.

## પાકિસ્તાનને બોલવાનો અધિકાર નથી

આ રીતે પાકિસ્તાનની નીતિ પોતાનું ધાર્યું કરવા માટે હરેક દરેક સાધનનો ઉપયોગ કરવાની અને ભાંડવાની પણ છે. પાકિસ્તાનના ચેનચાળા હદ બહારના વધી પડશે તો અમે તેને સીધો રસ્તો બતાવી દઇશું. દીવાનના કહેવાથી નહિ પણ પ્રજાના કહેવાથી અમે જૂનાગઢનો કબજો લીધો છે. પાકિસ્તાનને કંઇ બોલવાનો અધિકાર નથી. કોઇ એમ કહે છે કે નવાબ આવશે એટલે તુરત હિંદની સેના જૂનાગઢ છોડી જશે. અમે આમ ચાલ્યા જવા માટે કંઇ જૂનાગઢનો કબજો લીધો નથી. અને અમે કોઇના દલાલ પણ નથી. પોતાની પ્રજાને છોડી જનાર નવાબનો હવે ગાદી ઉપર કશો અધીકાર રહ્યો નથી. રાજતંત્ર ચલાવવાનો હક્ક તો પ્રજાનો છે.

જૂનાગઢની પ્રજાની ખાસ ઇચ્છા અને ઝંખનાને લીધેજ હિંદી સેનાએ જૂનાગઢમાં પ્રવેશ કર્યો છે અને શાંતિ તેમજ વ્યવસ્થા જાળવવા આ સેના રહેશે. જૂનાગઢની તિજોરીમાં એક રાતી પાઇ પણ રહી નથી. સત્તાવાળાઓ ખાલી તિજોરી મૂકીને કરાંચી ભાગી ગયા છે જનતાએ એનો હિસાબ માંગવો જોઇએ. પણ એ વાત ભૂતકાળની બની ગઇ. હવે જનતાની ઇચ્છા મુજબ વહીવટ ચાલવાનો છે. જૂનાગઢમાં નવું સૌરાષ્ટ્ર રચવાનું છે.

ખોજાઓએ અને મેમણોએ મુસ્લીમ લીગને સહાય આપી છે. તેમને હું કહીશ કે ગઇ ગુજરી ભૂલી જાઓ. હિંદુઓને મારી સલાહ છે કે મુસ્લીમો દુભાય એવી રીતે ના વર્તશો."

સરદારશ્રીની સલાહ અને સ્પષ્ટતા પછી આખા કાઠિયાવાડના રાજાઓ અને પ્રજા માનસપરિવર્તન અનુભવવા લાગ્યા. એ પરિવર્તન એટલું ઝડપી અને આશ્ચર્યજનક બન્યું કે એથી હિંદ ચકિત થઇ ગયું. ૨૦૨ રાજ્યો જાણે કે ચપટી વગાડતાં કે ફૂંક મારતાં અદ્રશ્ય બને એમ ભૂંસાવા લાગ્યા.

# ગાંધીજીના આશીર્વાદ.

**હિંદી સંઘ તરફથી** પોતાના પગલાંની કરાયેલી ચોખવટ છતાં જૂનાગઢ માટે પાકિસ્તાને દોષારોપણ ચાલુ રાખ્યાં. મહાત્મા ગાંધીજીએ આ હકીકતોનો ઉલ્લેખ કરી દિલ્હીની પ્રાર્થના સભામાં કહ્યું કે "પાકિસ્તાન સરકાર એવો દાવો કરે છે કે નવાબ અગર દિવાનને હિંદ સાથે કાયમી અગર કામચલાઉ કોઇ પણ પ્રકારના સમાધાન માટે વાટાઘાટો કરવાનો કાયદેસર અધિકાર નહોતો અને હિંદની સરકારનું પગલું પાકિસ્તાની પ્રદેશ પર આક્રમણ અને આંતરરાષ્ટ્રીય કાયદાના ભંગ સમાન છે.

અખબારોમાં પ્રગટ થયેલાં નિવેદનો જોતાં મને આમાં આંતરરાષ્ટ્રીય કાયદાનો ભંગ થયેલો કે હિંદ સરકારે જૂનાગઢનો કબજો લીધો તેમાં આક્રમણ જેવું કંઇ દેખાતું નથી. મને જણાય છે ત્યાં સુધી જૂનાગઢની પ્રજા વતી થયેલી આરઝી હકૂમતની હીલચાલ અંગે પણ કંઇ ગેરકાયદેસર નથી. હિંદ સરકારે કાઠિયાવાડના રાજવીઓની વિનંતિથી સમસ્ત કાઠિયાવાડની સલામતી માટે પોતાના દળો આપ્યા હતા. એટલે મને આ આખાય બનાવ વિષે કંઇ ગેરકાયદેસર હોય એમ જણાતું નથી. અને જૂનાગઢના નવાબે જે કર્યું તેને માટે કોઇ વ્યાજબી કારણ નથી. આ પરિસ્થિતિ પ્રત્યે હું આ રીતે જોઉં છું:—જૂનાગઢના નવાબ સાહેબને. પ્રજા—જેમાં ૮૫ ટકા વસ્તી તો હિન્દુ છે—તેની, મંજુરી લીધા સિવાય પાકિસ્તાન સાથે જોડાવાની કોઈ સત્તા નથી.

## રાજાઓ પ્રજાના ટ્રસ્ટીઓ બને

ગિરનારનો પવિત્ર ડુંગર તેના તમામ મંદિરો સાથે જૂનાગઢનો એક ભાગ છે. તેના ઉપર હિંદુઓએ પુષ્કળ નાણું ખર્ચ્યું છે. હિંદભરમાંથી હજારો યાત્રાળુઓ તેના પ્રવાસે જાય છે. આઝાદ હિંદમાં આ બધુ જનતાની માલીકીનું છે. તેમાંનું કંઈ પણ વ્યકિતગત રીતે રાજવીઓની માલીકીનું નથી તેઓ પ્રજાના ટ્રસ્ટીઓ બને અને દરેક કાર્ય માટે પ્રજાની સત્તા રજૂ કરે તો જ તેમનો દાવો ટકી શકે.

જે હકૂમત ખોટી સત્તાલોલુપ બને તેને બન્ને સંસ્થાનોએ હાંકી કાઢવી જોઇએ. કોઇ પણ રાજવીએ વ્યકિતગત રીતે કરેલા જોડાણને વ્યાજબી ઠરાવવા હિંદ કે પાકીસ્તાન વિશ્વ સમક્ષ ખડુ રહી શકે નહિ. આ રીતે હું માનું છું કે જૂનાગઢના નવાબ સાહેબનું જોડાણ શરૂઆતથી જ ગેરકાયદેસર હતું; સિવાય કે નવાબસાહેબના જોડાણને જૂનાગઢની રૈયતે મંજુરી આપ્યાનું પૂરવાર કરી શકાય. જૂનાગઢ કયા સંસ્થાનમાં જોડાય તેનો નિર્ણય વિવાદના પ્રસંગે યોગ્ય રીતે લેવાયેલા લોકમતથી જ કરી શકાય.

## વિશ્વની લવાદીનું સૂચન

પાકિસ્તાન સરકારે અને હવે જૂનાગઢના દિવાને અખત્યાર કરેલ વલણથી વિચિત્ર પરિસ્થિતિ ઉભી થઇ છે. પાકીસ્તાન અને હિંદ સરકાર માટે શું ખરૂં છે અને શું ખોટું છે તેનો નિર્ણય કોણ કરે? તલવારના ઉપયોગનો વિચાર કરી શકાય એમ નથી. એટલે એક જ માનભર્યો માર્ગ રહેતો મુજબ લવાદીની પ્રાચીન પધ્ધતિ અખત્યાર કરવાનો રહે છે. આ બોજો ઉઠાવી શકે એવા પૂરતા સ્ત્રી પુરૂષો હિંદમાં છે. આમ છતાં જો બન્ને પક્ષો હિંદીઓની લવાદી અંગે સંમત ન થાય તો વિશ્વના કોઇ પણ ભાગના કોઈ પણ નિષ્પક્ષ પંચને લવાદીનું કાર્ય સોંપાય તે સામે મને વાંધો નથી."

મહાત્માજીનું આ મંતવ્ય ભારે કીંમતી હતું. કારણ કે જૂનાગઢ ઉપરના પોતાના અધિકાર સંબંધે વારંવાર પાકિસ્તાન સરકારે નિવેદન કરવા ચાલુ રાખ્યા. અને આ પ્રશ્ન તદ્દન ઉકલી ગયેલો મનાતો નહોતો. આંતરરાષ્ટ્રીય સલામતિ સમિતિ સમક્ષ હિંદ અને પાકિસ્તાન જાય એ પહેલાં ઘણા દિવસે પ્રાર્થના સભામાં મહાત્માજીએ ઉપર મુજબ વાત કરેલી,

# સોમનાથનો જીર્ણોધ્ધાર

**આરઝી હકુમતના** પ્રયત્નોથી જૂનાગઢ ઉપર વિજય પ્રાપ્ત કરી શકાયો અને એ વિજય સમારંભના દિવસોમાંજ સરદાર વલ્લભભાઇ પટેલ, શ્રી૦ ગાડગીલ, શ્રી. કનૈયાલાલ મુન્શી જામસાહેબ શ્રી. સામળદાસ ગાંધી, અન્ય પ્રધાનો તેમજ આગેવાનો અને પ્રજાજનોએ વેરાવળ, પ્રભાસ પાટણની મુલાકાતે જઇ સોમનાથના દર્શન કર્યાં.

વર્ષોથી હિંદુ પ્રજા પ્રભાસ જઇ, શ્રાધ્ધ, તર્પણ અને સરાવવાનું કામ કરી. ત્રિવેણી સંગમમાં પાપ ધોઇ, જ્યારે પાછી ફરતી ત્યારે નવાબની સત્તા હેઠળ પડેલા દેવસ્થાનોની બગડેલી દશા પર ઉંડા નિસાસા નાખતી.

## જય સોમનાથની ગર્જના

આઝાદ હિંદના પ્રથમ નૂતન વર્ષે વિક્રમના ૨૦૦૪ ના સુવર્ણ દિવસે 'જય સોમનાથ'ની ઘેરી ઘોષણાઓથી વેરાવળની પ્રજાએ પોતાને આંગણે પધારેલા મોંઘેરા મહેમાનોનું સ્વાગત કર્યું. તે દિવસે દબાયેલી ભાવનાને વ્યકત કરવા જેટલું હતું એટલું સર્વ જોર એકત્ર કરીને સ્થાનિક પ્રજાએ 'જય સોમનાથ'નો મંત્રોચ્ચાર કરી ગગન ગજાવી મૂકયું.

ગૂજરાતની અસ્મિતાના ધ્વજધારી શ્રી. કનૈયાલાલ મુન્શીએ સોમનાથને ભૂતકાળની મહત્તાનું પ્રતિક કહ્યું છે. 'જય સોમનાથ'ની સંસ્કૃતિ ઘોષણાને તેમણે હિંદના કાન પર પડતા સત્તા, શક્તિ તેમજ સ્વાતંત્ર્યના અવાજ સમી કહી છે.

દંત કથાએ સોમનાથના પુરાણા મંદિરને સૃષ્ટિની શરૂઆતથી જ ઉભેલું ગણાવ્યું છે. મહાકાવ્યો અને પુરાણોમાં સોમનાથનો પવિત્ર મંદિર તરીકે ઉલ્લેખ કરાયો છે. શિવધર્મની સંસ્કૃતિનું સોમનાથ એક વખત પ્રતિક હતું. સૈકાઓથી હિંદભરના લાખો યાત્રાળુઓએ સોમનાથનું ચરણામૃત પીધું છે.

૯૪૦ ઇ. સ માં ગૂજરાતમાં ચાલુકય રાજાઓના ઉદય સાથે સોમનાથ ગૂજરાતનું 'રક્ષક દેવ' બન્યું હતું. ૧૦૨૫ માં મહમદ ગઝનીએ સોમનાથમાં લુંટફાટ કરી, સોમનાથના રક્ષણ કાજે હજારો યોધ્ધા 'જય સોમનાથ' કરતા કપાયા. પણ ગઝનીનો મહમદ જીત્યો અને સોને મઢયું સોમનાથ મેદાનમેદાન બની ગયું.

## સોમનાથ ઉપરના આક્રમણો

૧૧૬૯ ઇ. સ. માં સિધ્ધરાજ પછી ગાદી ઉપર આવનાર મહારાજા કુમારપાળે આ મંદિરને ફરીથી સમરાવ્યું. એના ઉપર દશ હજાર ધજા ફરકાવી એને ભકિતનું જીવંત પ્રતિક બનાવાયેલું. પરંતુ ધર્માંધ આક્રમણકારોએ બીલકુલ સહિષ્ણુતા ન દેખાડી. સોમનાથ ઉપર હુમલા થતાજ રહ્યા. ૧૩૦૦ ઇ. સ. થી અલાઉદ્દીન ખીલજી સામે ગંમાંડલિકોએ વર્ષો સુધી સોમનાથને બચાવવા યુધ્ધ કર્યાં. અને છેલ્લા માંડલિકને ઇસ્લામ ધર્મ અંગીકાર કરવો પડયો હતો. છેક ૧૪૭૨ સુધી જૂનાગઢ ઉપર રજપૂતોની સત્તા હતી. ૧૪૭૨ માં અમદાવાદના સુલતાન મહમદ બેગડાએ જૂનાગઢ જીતી લીધું. એ પછી બાબી વંશના નવાબો આવ્યા છેલ્લા નવાબો સોમનાથની કીર્તિને ઝાંખી પાડવાનું કાર્ય એક સૈકાથી કરી રહ્યા હતા. સોમનાથ મહાદેવના લીંગને ખસેડી લેવામાં આવ્યું કળા કારીગરી ભર્યા કોતરકામને કદરૂપું કરી મુકાયું એ રીતે આજે સોમનાથનું મંદીર તુટેલા ઘુમ્મટવાળું, મુર્તી વગરનું, કથળી ગયેલી દિવાલોવાળું ભૂતકાળની કથા કહેતું દરિયા કાંઠે ઉભું છે.

સોમનાથની મુલાકાતે આવનાર મહેમાનોના હૃદયમાં એ ભવ્ય ભૂતકાળની કથા સજીવ થઇ આવી. ત્યાંજ નિર્ણય લેવાયો કે આ મંદિરનો જીર્ણોધ્ધાર કરવો. હિંદ સરકાર વતી નાયબ વડા પ્રધાન

સરદાર વલ્લભભાઈએ ખાત્રી આપી કે હું જીર્ણોદ્ધાર માટે શકય મદદ કરીશ. બાંધકામ ખાતાના પ્રધાન શ્રી ગાડગીલે કહયું કે હિંદના કુશળ કારીગરો અને બાંધકામની સાધન સામગ્રી મેળવવામાં હું પૂરતો સહકાર આપીશ. નવાનગરના જામસાહેબે અહીંજ પોતાના ફાળા તરીકે જીર્ણોદ્ધાર માટે રૂપીઆ એક લાખ આપવાની જાહેરાત કરી. આરઝી હકૂમતના વડા શ્રી. સામળદાસ ગાંધીએ પ્રજા વતી ૫૦ હજાર રૂપીઆ આ ફાળામાં નોંધાવ્યા. આ વાત સાંભળનાર ભક્ત હ્રદયના હિંદુઓ આનંદમાં આવી જઈ ગદગદીત થઈ ગયા હ્રદયના આંસુથી ધોવાઈને ફરી એકવાર 'જય સોમનાથનો' પડઘો પડયો.

## લક્ષ્મી નારાયણનું મંદીર ખુલ્યું

આ મુલાકાતને દિવસેજ શ્રી કૃષ્ણના દેહોત્સર્ગના સ્થાન પાસે લક્ષ્મી નારાયણનું મંદીર ઉઘડયું ૫૬ વર્ષથી એ મંદીરના બારણાં નવાબી સત્તાએ બંધ કરાવ્યા હતાં. ભાવીકોએ દર્શન માટે પડા પડી કરી. મંદિર આસપાસે બેશુમાર ઝાળાં-ઝાંખરા જામ્યા હતાં. તેની સાફ સુફી થઈ. પૂર્વજોને તૃપ્તિ આપનાર પ્રસિધ્ધ પ્રાચી પીપળા ઉપર ઘણા આક્રમણ થઈ ચૂકયા હતા. એની કયારી આસપાસ મરામત થઈ. વર્ષો પછી જાણેકે પ્રકાશના અંબાર આ ભૂમિ પર ઉતર્યા હોય તેવી ખુશાલી જણાતી હતી.

જૂનાગઢ સામે આરઝી હકુમતે અને લોકસેનાએ લડાઈ કરી એ પછી જેમ રાજકીય ક્રાન્તિનું આંદોલન પ્રસર્યું એ રીતે આ મંદિરોની મૂકિત પછી હિન્દુઓના હ્રદય પણ થનગની ઉઠયા.

સોમનાથનું મહત્ત્વ જેટલું ઐતિહાસિક છે એટલુંજ ઐતિહાસિક પ્રભાસ પાટણનું આખું સ્થળ હિંદના કરોડો માણસો માટે છે. પાંચ હજાર વર્ષ પહેલાં મથુરામાં ભગવાન શ્રી. કૃષ્ણે જન્મ લીધો. હિંદની એ પ્રેરણા મૂર્તિનો દેહ વેરાવળ પાસે આવેલા આ પ્રભાસ પાટણમાં હિરણ્ય નદીને કાંઠે પડયો. એથી શ્રી. કૃષ્ણના દેહોત્સર્ગની ભૂમિ તરીકે પ્રભાસનું સ્થાન હિંદના પવિત્ર યાત્રા ધામોમાં અનોખું રહ્યું છે. મથુરા પછી પવિત્ર ધામ તરીકે પ્રભાસનો ઉલ્લેખ થઈ શકે. ભગવત ગીતાના ઉપદેશક શ્રીકૃષ્ણે અહીં છેલ્લો શ્વાસ લીધો

જૂનાગઢના પ્રશ્નમાં સમસ્ત હિંદુસ્તાનને રસ હોવાનું બીજું કારણ રાજકીય ઉપરાંત ત્યાંના ધાર્મિક સ્થાનોનું છે. ગિરનાર તો જાણે કે સૌ માટે એક સરખું મહત્વ ધરાવે છે. શંકરાચાર્યના પંથ માટે દત્તાત્રેયનું મંદિર, જૈનો માટે ઉપરકોટના મંદિરો. બ્રાવાઓ માટે માતાના થાનકો. સંન્યાસીઓ માટે ગુફાઓ. પ્રવાસીઓ માટે જંગલો. સાહસિકો માટે વિકટ માર્ગો અને બીજું ઘણું ઘણું ત્યાં છે.

આ દ્રષ્ટિએ પ્રભાસ પાટણમાં સોમનાથ મંદિરના જીર્ણોધ્ધારનું પગલું ઘણુંજ સર્વવ્યાપી અને પ્રજાપ્રિય બન્યું. કાઠિયાવાડની હિન્દુ પ્રજામાં આનંદ પ્રવર્તી ગયો.

# આરઝી હકૂમતનું વિસર્જન

**જૂનાગઢ રાજયની** શરણાગતિ પછી એક મહિના સુધી આરઝી હકૂમત હેઠળ ૫૦ જેટલાં ગામડાંનો વહીવટ રહ્યો. અમરાપુર ઉપર આક્રમણ કરાયું અને નવાબી ગામો જીતાતાં ગયાં ત્યારથી જ આરઝી હકૂમત બધો વહીવટ સંભાળતી આવી હતી. અને એ રીતે લડાઈ દરમ્યાન તેમજ એ પછી આરઝી હકૂમતે પોતાનું તંત્ર દોઢ માસ ચલાવ્યું.

સૌરાષ્ટ્રની કાયા પલટી રહી છે. એવા આજના ચમત્કારિક વાતાવરણમાં કદાચ આરઝી હકૂમતની સિદ્ધિઓ થોડી ફીક્કી લાગે. પણ જ્યારે આસપાસનો બધો પ્રદેશ એકહથ્થુ તંત્ર નીચે દમન ભોગવી રહ્યો

હતો. નવાબીના દિલ કંપાવનાર પગલાં મોજૂદ હતાં અને પ્રત્યાઘાતી વાતાવરણથી સોરઠ ઘેરાયેલું હતું ત્યારે આરઝી હકૂમતનું તંત્ર વેરાનમાં મીઠી વીરડી જેવું દેખાતું હતું.

## રામ રામને સ્થાને જયહિંદ

આરઝી હકૂમતના ગામડાંઓમાં પ્રવેશ કરીએ તો કોઈ નવું જ વાતાવરણ જોવા મળે. માની ન શકાય કે સદીઓથી કચડાયેલા કાઠિયાવાડમાં આ જાગૃતિ કેમ આવી ગઇ! દરવાજે કે ચોરે એંઠલ પસાયતા અને પટેલીઆ ઉમળકાભેર ઉભા થઈ 'જયહિંદ' થી સત્કારી હાથ મિલાવે. ભૂલથી "રામરામ" કહી દીધું હોય તો પણ તેઓ તો 'જયહિંદ'નો જ પડઘો પાડે. લોકોની વિદાય લઈને "આવજો ત્યારે રામ રામ ડાયરાને" એમ આપણે કહીએ તો પણ 'જયહિંદ' બોલીને જ તેઓ હાથ ઉંચો કરવાના.

કાઠિયાવાડની ભૂમિ ઉપર ૧૯૩૦—૩૨ માં ધોલેરાની લડાઇ આવેલી. દેશી રજવાડાઓમાં સત્યાગ્રહો ચાલેલા સ્વદેશીના આંદોલન જાગેલાં. પણ આ જાગૃતિ ખરેખર અદ્‌ભૂત હતી. અત્યાર સુધી કાઠિયાવાડની ચળવળોમાં મધ્યમ વર્ગ અને વિદ્યાર્થીઓ જેવા સમજુ વર્ગે જ મુખ્યત્વે ભાગ લીધેલો. જ્યારે અહીં તો લોકો પોતે જ આરઝી હકૂમતની પડખે હતા, લોકસેનાની સાથે હતા એટલે જ્યાં જુઓ ત્યાં ઉત્સાહની નજરે પડતાં હતાં.

શેરીએ ને ગોંદરે રમતાં નાનકડાં છોકરા પણ 'જીન્દ' અને 'જે હિંદ' જેવા પોકારથી 'જય હિંદ' ને અપનાવી ચૂકયા હતા. કોઇ જીપ ગાડીમાં ખાદીનાં કપડાં પહેરેલ માણસ દેખાય અને માતાની કાખમાં રમતું બાળક એને જોઈ જાય તો 'જહીં જહીં' કરીને માથું હલાવી હસી પડે. જાણે એની માને કહેતું હોય કે 'જો મા, આ જયહિંદવાળા માણસ નીકળ્યા.'

## આપણા અને પરાયાનો ફરક

લશ્કરી પોશાક અને શસ્ત્રથી ભરેલી ગાડીઓમાં એકાદ માનવી પણ જો ખાદીના કપડાંવાળો હોય તો એને આરઝી હકૂમત તરીકે લોકો તરતજ ઓળખી કાઢતા, અને સત્કારવા બહાર પડતા. પણ ધોળું લુંગડું ન જુએ તો લોકો તદ્દન ઉદાસીન દ્રષ્ટિ રાખતા અને આ આપણા માણસ નથી એમ માની લેતા.

એ વિસ્તારમાં પરિભ્રમણ કરતાં એક વાર અમારી જીપ રાતે વાંકળા વજોટતાંજ વચ્ચે કાચડમાં ખુંચી ગઈ. રાતના ૧૧ વાગ્યા હતા. સૂસવતો પવન હતો. આકાશના તારાનું પ્રતિબંબ પાણીમાં પડતું હતું. એ સિવાય આસપાસ અંધકાર હતો. તમરાના અવાજ સિવાય વાતાવરણમાં નિરવતા હતી ઘણી મહેનત કરવા છતાં ગાડી નીકળી નહીં, ખુંચતી જતી હતી. નજીકમાંથી બળદની જોડીઓ મેળવવા, માણુસને મોકલ્યો. ખળાવાડે સુતેલા લોકોને ખબર પડી કે ગાડી આરઝી હકૂમતની છે એટલે હાથમાં ફાનસ અને બેટરીઓ સાથે તેઓ દોડયા આવ્યા. જોત જોતામાં એક કડીના ૫૦ જુવાન ભેગા થઈ ગયા દસ મિનિટમાં તો તેમણે જીપને ઉંચકી મોટો દોરો હતો એના ઉપર ફંગોળીને ચડાવી દીધો અને બોલ્યા 'જયહિંદ' કહીને હાથ ખંખેર્યાં.

'અમને શી ખબર કે આ તમારી મોટર હશે. અમે તો સાંભળતા હતા કે પેટ્રોલ બાળીને કો'ક મોટરને વોંકળા બહાર કાઢવા દાખડો કરી રહ્યું છે, ને મોટર નીકળતી નથી. અમે નિરાંતવા બેઠા હતા. ત્યાં ખબર પડી કે આરઝીવાળાની ગાડી છે એટલે દોડયા આવ્યા.' જુવાનોમાંના એકે ડ્રાઇવર સાથે બીડી પીતાં પીતાં ખુલાસો કર્યો.

આરઝી હકુમતની સત્તા હેઠળનું એક ગામ જુઓ અને એનાથી દૂર માત્ર એકજ ગાઉ પર કોઇ જામનગર, ભાવનગર કે ગોંડલની હદનું ગામ જુઓ તો લોકોના ઉત્સાહમાં અને ગામના વાતાવરણમાં આસ્માન જમીનનો ફરક લાગે. એ જોયા પછીજ લાગે કે આ પ્રદેશમાં એકમની અને આઝાદીની કેટલી જરૂર છે.

## તંત્રનિમાયકના પ્રદેશમાં ઇન્સાફ.

આરઝી હકૂમતના તંત્રનિમાયક (Administratar) શ્રી. પ્રેમચંદ શાહ ગ્રામ પંચાયતો દ્વારા વહીવટ ચલાવતા હતા ભામના ઇજારા, કરવેરા અને મહેસૂલના ભરણા પરમીટ કે રજા ચિઠ્ઠીઓ વગેરે પ્રશ્નનો ઉકેલ જાણે મહિનાઓથી આરઝી હકુમત અહી સત્તા ઉપર હોય એ રીતે

સરળતાથી થઈ રહ્યો હતો. આરઝી હકૂમતે નીમેલા મુખી, પટેલો રોજે રોજની સિલક અને નવું ભરણું મુખ્ય થાણે સોંપી જતા હતા. કોઈ મારામારી કે બીજા કેસ હોય તો સ્થાનિક લોકસેના એ ખબર ઘોડેસ્વાર ટુકડીને પહોંચાડતી અને ઘોડેસ્વાર ટુકડી તરતજ બનાવને સ્થળે પહોંચી ન્યાય માટે ઘટતું કરવા તંત્રનિયામકની ઓફીસેથી સૂચના મેળવતી.

ગાધકડાના કિલ્લામાં દૂર દૂર પડેલા યુવાન વહીવટદાર શ્રી. અમુલખરાય પણ ઘણીજ આસાનીથી પોતાનો વહીવટ સંભાળી રહ્યા હતાં. લોકો પ્રેમની લાગણીથી એમનો પડયો બોલ ઝીલતા હતા. એટલે વેર વિખેર પડેલ મુલકમાં પણ આરઝી હકુમત વહીવટી દ્રષ્ટિએ સફળ થઈ શકી.

સીમમાં એક ચક્કર લગાવી અમે ખેડુતો સાથે વાતો કરી ત્યારે એ લોકોએ કહ્યું કે "ઘણાં વર્ષ પછી આ ઉભા મોલ જોઈ શકયા છીએ. નવાબના રાજમાં અમારો ઉભો પાક વઢાઈ જતો. અમારાં ઢોર ચોરાઈ જતાં. અમારાં માણસો લુંટાઈ જતાં. પણ હવે ઘર ઉઘાડા મુકી સૂઈ જઈએ તોય એક ચીજ વસ્તુ આડી અવળી થાય નહિ એવી હૈયે ધરપત આવી ગઈ છે."

## આરઝી હકુમતની સિધ્ધિ

કદાવર અને નિખાલસ લોકોના એકરારમાં આરઝી હકૂમતની સિધ્ધિના દર્શન થતાં હતાં એ સિધ્ધિને બીજા વર્ણનની જરૂર નથી.

આસપાસની સરહદના બીજા માણસોએ જીજ્ઞાસાથી પુછેલું કે "હેં ભાઈ, અમારા ગામને આરઝી હકૂમત સાથે ન ભેળવી દેવાય?" આ પ્રશ્નનો જવાબ એ વખતે ન હતો. મનમાં ત્યારે આનંદ અને ગ્લાનિની લાગણી એક સાથે જન્મેલી.

આનંદ એટલા માટે કે આરઝી હકૂમતથી લોકો કેટલા ખૂશ ખૂશ રહે છે. અને ગ્લાની એટલા માટે કે કોણજાણે કયારે આ સૌરાષ્ટ્રની દુઃખી, પીડાતી પ્રજાનો ઉધ્ધાર થશે!

એ વખતે સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે થોડા સમયમાંજ આખો જમાનો બદલી જશે અને સૌરાષ્ટ્રના એક એકમની ઐતિહાસિક જાહેરાત થશે, અને એ અમલમાં પણ મુકાશે.

આ દ્રષ્ટિએ જોઈએ તો જે સંજોગોમાં અને જે સમયે આરઝી હકૂમતે સિધ્ધિ પ્રાપ્ત કરી હતી એનું સાચું મૂલ્યાંકન ભવિષ્યના ઈતિહાસકારો વધુ ઇન્સાફથી કરી શકશે.

કાઠિયાવાડના શહેરોએ અને ગામડાંઓએ આરઝી હકૂમતના પ્રધાનોને અબીલ ગુલાલથી વધાવ્યા એમના ઉપરથી સિક્કા ઓળ ઘોળ કર્યા. એમના પગ પૂજ્યા અને દેવોને દુર્લભ એવા સામૈયા કર્યા એમાં રહેલા હર્ષ અને ઉમંગ અદ્‌ભુત હતા. અમદાવાદ અને મુંબઈ જેવા શહેરોએ પણ આરઝી હકૂમતના પ્રધાનો અને લોકસેનાના સેનાનીઓના બહુમાન કરી જૂનાગઢની લોક ક્રાન્તિ ઉપર કળશ ચડાવ્યો.

જૂનાગઢનો હિંદી સંઘ વતી તંત્રનિયામકે કારોબાર સંભાળી લીધો. લોકમત લેવામાં સરળતા પડે એ ઇરાદે આરઝી હકૂમતે પોતાનું વિસર્જન સ્વીકારી લઈ જીતેલાપ્રદેશને પાછો જૂનાગઢ સાથે ભેળવી દેવાની સંમતિ આપી દીધી.

અહીં આ જવલંત કથાનું પૂર્ણ વિરામ આવે છે. પણ જૂનાગઢના પ્રશ્નનું સંપૂર્ણ નિરાકરણ થવાનું બાકી છે. જૂનાગઢે પાકિસ્તાનમાં જવું કે હિંદી સંઘમાં રહેવું એ જાણવા જૂનાગઢની સમસ્ત પ્રજાની જાહેર મતગણત્રી થઈ ગઈ. પ્રચંડ બહુમતિએ હિંદી સંઘ સાથે જોડાવાની ઇચ્છા પ્રદર્શિત કરી. લેકસકસેસ (અમેરિકા) ખાતે સંયુક્ત રાષ્ટ્રોની સલામતિ સમિતિ સમક્ષ પાકિસ્તાનના પ્રાતનિધિએ જૂનાગઢ ઉપરનો પોતાનો દાવો ચાલુ રાખવાનો પ્રયાસ હજી છોડયો નથી.

**જૂનાગઢના ભાવિ સંબંધે હવે ઉજળી આશા રાખી,** આરઝી હકૂમત અને લોકસેનાના પ્રયત્નોની **અપૂર્વ સિદ્ધિના એક તબક્કાને સત્કારી, અહીં જ વિરમીએ.**



શ્રી૦ નાથાલાલ એમ પારેખ લેબલવાળા

એમની લાગણીને કારણે આ પુસ્તક આટલું
સારૂં બની શક્યું છે

—લેખક

## સોરઠી નવજુવાનોને.



પાકિસ્તાનના ઓછાયો પડતાજ જેમણે જાન ન્યોછાવર કરવાની તમન્ના
સાથે આરઝી હકૂમતની લોકસેનામાં જોડાઈ, જુનાગઢને બચાવી,
નૂતન સૌરાષ્ટ્રના સૂર્યોદયને જલ્દી શક્ય બનાવ્યો એ
સોરઠી નવજુવાનોને સાદર અર્પણ.